# પૃથિવીવલ્લભ

ઐતિહાસિક નવલકથા

લેખક

કનૈયાલાલ એમ.મુનશી

૧૯૨૪-આવૃત્તિ

# પ્રસ્તાવના

અનેક લેખકો મુંજની કીર્તિ તરફ ખેંચાઈ તેને વીશે લખવા પ્રેરાયા છે: અને રસિક ભોજને નામે મધ્યાકાલીન માળવા કવિતામા અમર થયું છે, છતા તે પ્રતાપી દેશના પ્રતિનિધિ મુંજ પણ હતો એમ માનવાને કારણ મળે છે.

એનાં બીરુદો એના પ્રભાવનુ કંઇક પ્રતિબિંબ પાડે છે, અને સમકાલીન કવિઓની પ્રશસા પણ તેજ સાક્ષી પુરે છે. તેના સમકાલીન કવિઓમાં નીચે લખેલા કવિઓ આવી જાય છે.

૧. ધનંજય, જેણે दशरूपक લખ્યું. તેમા તે મુંજ વીશે કહે છે:--

विष्णोः सुतेनापि धनजयन विद्वन्मनोरागनिबन्धहेतुः ।
आविष्कृत मुजमहीशगोष्ठीवैदग्ध्यभाजा दशरूपमेतत ॥

"આ દશરૂપક જે વિદ્વાનોની પસંદગી અને આનંદનો હેતુ છે તે મેં વિષ્ણુસુત ધનંજયે રચ્યા છે; કારણ કે, મુંજરાજની ચતુર વાર્તાલાપનો ભાગી થવાને હું ભાગ્યશાળી થયો હતો."

૨. ધનિક, જેણે સસ્કૃત અને પ્રાકૃત કાવ્યો લખ્યાં છે. અને दशरूपक ઉપર अवलोक નામની સુંદર ટીકા લખી છે. આને કેટલાક ધનંજયજ માને છે, ને કેટલાક ધનંજયનો ભાઇ માને છે.

૩. સર્વદેવનો પુત્ર ધનપાલ એણે "पैया लच्छी" નામનો પ્રાકૃત કોષ અને પાછળથી જૈન થયા પછી ऋषभपचाशिका લખ્યાં.

૪. ભટ્ટ હલાયુધ પહેલાં કૃષ્ણરાજના આશ્રય નીચે માન્યખેટમાં હતો; પછીથી એ મુંજની સભામાં આવ્યો. તેનાં કાવ્યોમાં અભિધાનચિંતામણિ, કવિરહસ્ય, અને પિંગલછંદસૂત્ર ઉપર મૃતસંજીવિની નામની ટીકા લખેલી છે.

૫. મૃગાંકગુપ્તનો પુત્ર પદ્મગુપ્ત. તેણે મુંજ પછી ગાદીએ આવનાર સિંધુરાજના સમયમાં નવસાહસાંકચરિત લખ્યું. તે લખે છે.

सरस्वतीकल्पलतैककन्दम
वन्दामहे वाक्पतिराजदेवम ।
यस्य प्रसादाद्वयमप्यनन्य-
कवीन्द्रचीर्णे पथि सञ्चराम ॥

"કલ્પલતા સમી સરસ્વતીનો લાડીલો, અને જેના પ્રસાદથીજ અમે અપ્રતિમ મહા કવિઓને પંથે વિચરવાને શક્તિમાન્ થયા છીએ એવા મહારાજ વાક્પતિ (મુંજ)નું અમે વંદન કરીએ છીએ" વળી,

दिवं यियासुर्मम वाचि मुद्रा
मदत्त या वाक्पतिराजदेव: ।
तस्यानुजन्मा कविबान्धवस्य
भिनत्ति ता सम्प्रति सिंधुराज: ॥

"મહારાજા મુંજ સ્વર્ગે જવાથી મારી વાચા પર મુદ્રા પડી, તે મુદ્રા કવિઓના બાંધવ એવા તે મુંજના નાનાભાઈ (મે) સિંધુરાજે હવે તોડી છે."

આ લેખકોની સાક્ષીથી મુંજની કાવ્યરસિકતા ભોજ કરતાં કે ઉતરે એમ લાગતી નથી. અને તે માત્ર રસિકજ નહોતો. માલવાના પરમારોમાં તેનુ સ્થાન જેવું તેવુ નથી કારણ કે, એના દિગ્વિજય-ની ખ્યાતિ અત્યાર સુધી ઉતરી આવી છે. તેણે માલવાની ચારે દિશા ધ્રુજાવી હોય એમ માનવાને કારણ મળે છે. તેણે સોળ વખત તૈલપને હરાવ્યો એ હકીકત પણ ઐતિહાસિક લાગે છે.

તૈલપ પોતે મહાન્ વિજેતા હતો. તેણે માન્યખેટ (માલખેડમાં)-માં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું હોય એમ લાગે છે. તે ચાલુક્ય વંશનો હતો, કલચુરીના લક્ષ્મણ રાજાની પુત્રી બોન્થાદેવીનો પુત્ર હતો. અને રાષ્ટ્રકૂટ રાજા ભમ્મહની પુત્રી જક્કલાદેવી જોડે પરણ્યો હતો. એણે પણ ચોલા, ચેદી, પાંચાળ, અને ગુજરાત દેશો જીતી આખરે મુંજ-હરાવી માળવા પર વિજયપતાકા ફરકરાવી હતી. કાં તો મુંજની સાથે રસાકસીમાં કે ગમે તેમ પણ તેણે 'મહારાજાધિરાજ', 'પરમેશ્વર', 'પરમભટ્ટાર્ક', 'સમસ્તભુવનાશ્રય', 'શ્રી પૃથિવીવલ્લભ' 'સત્યાશ્રય-કુલતિલક', 'ચાલુક્યાભરણ'. 'ભુજબલચક્રવર્તી,' 'રણરંગભીમ' એવાં અનેક બીરુદો ધારણ કર્યાં હતાં.

એના એક છોકરાનું નામ 'અકલકચરિત, અથવા સત્યાશ્રય' હતું. સૂનદેશનો રાજા ભીલ્લમ યાદવ એનો મહાસામંત હતો અને અને તેણેજ મુંજને હરાવ્યો હતો એમ લાગે છે. તેની સ્ત્રી લક્ષ્મી થાણાના રાષ્ટ્રકૂટ રાજા ઝંઝાની છોકરી હતી. મૃણાલવતીની કથામાં પણ કંઈક ઐતિહાસિક તત્ત્વ લાગે છે.

મુંજ તરફ અનેક નવલકથાકારો આકર્ષાયા છે તેમ હું પણ આકર્ષાયો અને વર્ષો પહેલાં આ વાત લખવાનો વિચાર કરેલો. આખરે સદ્‌ગતભાઈ હાજીમહમ્મદના દબાણથી આ વાર્તાનો આરંભ કર્યો હતો. અફસોસની વાત એ છે કે આ પુસ્તક પ્રગટ થાય તે પહેલાં ભાઈ હાજીમહમ્મદનું ખેદજનક મરણ નીપજવાથી આ ચોપડી શોભાવવાની ટાપટીપમાં જે તેની કીંમતી સલાહની મદદ મળત તે મળી નથી.

બાબુલનાથ રોડ,
મુંબાઈ.
તા. ૧૬–૨–૧૯૨૧.

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | ઐતિહાસિક નોંધ ... ... ... | ૧ |
| ૧ લું | વિલાસવતી ... ... ... | ૩ |
| ૨ જું | બાલ્લમરાજની નિરાધારી ... ... | ૯ |
| ૩ જું | મૃણાલવતી ... ... ... | ૧૩ |
| ૪ થું | પૃથિવીવલ્લભ ... ... . ... | ૨૨ |
| ૫ મું | વરદાન ... ... ... ... | ૩૦ |
| ૬ ઠું | રસનિાધ ... ... ... . | ૩૯ |
| ૭ મું | રસિકતા ... ... ... ... | ૪૫ |
| ૮ મું | સત્યાશ્રયનું સંવનન ... ... ... | ૪૯ |
| ૯ મું | પહેલો મેળાપ... ... ... | ૫૪ |
| ૧૦ મું | દયા ... ... ... ... | ૬૧ |
| ૧૧ મું | રસનિધિની ખિન્નતા ... ... ... | ૬૪ |
| ૧૨ મુ | સહધર્મચાર ... ... ... ... | ૭૦ |
| ૧૩ મુ | લક્ષ્મીદેવી રણે ચઢયાં ... ... ... | ૭૫ |
| ૧૪ મું | કાષ્ઠાપંજર ... ... ... ... | ૮૧ |
| ૧૫ મું | માધવનો સંયમ ... ... ... | ૮૭ |
| ૧૬ મુ | ફરી એક પ્રયત્ન ... ... | ૯૩ |

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧૭ મું | કોણ કોને શીખવે ? ... ... ... | ૯૯ |
| ૧૮ મું | નિરાધારતા ... ... ... ... | ૧૦૫ |
| ૧૯ મું | કાલરાત્રિ ... ... ... ... | ૧૦૮ |
| ૨૦ મું | પાદપ્રક્ષાલન ... ... ... ... | ૧૧૩ |
| ૨૧ મું | ભાઇને બહેન... ... ... ... | ૧૨૨ |
| ૨૨ મું | વિલાસનું સ્વાસ્થ્ય ... ... ... | ૧૨૪ |
| ૨૩ મું | તપની મહાસિદ્ધિ ... ... ... | ૧૨૮ |
| ૨૪ મું | ભોજ ... ... ... ... | ૧૩૩ |
| ૨૫ મું | મુંજ ... ... ... ... | ૧૩૮ |
| ૨૬ મું | લક્ષ્મીદેવીની રજા ... ... ... | ૧૪૪ |
| ૨૭ મું | મૃણાલે રસ્તો કાઢ્યો ... ... ... | ૧૪૬ |
| ૨૮ મું | મધ્યરાત્રિ ... ... ... ... | ૧૫૦ |
| ૨૯ મું | કાવત્રાંબાજોની ખોળ ... ... ... | ૧૫૪ |
| ૩૦ મું | વિલાસ કેમ છુટી ? ... ... ... | ૧૬૦ |
| ૩૧ મું | લક્ષ્મીદેવીએ તૈલંગણ કેમ છોડયું ? ... | ૧૬૬ |
| ૩૨ મું | ભિક્ષા ... ... ... ... | ૧૭૧ |
| ૩૩ મું | પૃથિવીવલ્લભ કેમ ખંચાયા ... ... | ૧૭૭ |

# પૃથિવી–વલ્લભ



## ઐતિહાસિક નોંધ



વિક્રમની અગીઆરમી સદી ચાલતી હતી. હીંદ રાજાઓ માંહોમાંહે લડતા હતા. રાજ્યોનાં સ્થાપના ને વિનાશ ચાલ્યા કરતાં હતાં: કેટલાક મહાપ્રતાપી નરેશો સામ્રાજ્યો સરજવાના પ્રયત્નો કરી રહ્યા હતા.

લોકો સુખી અને સંસ્કારી હતા: તેમનું જીવન સાદુ પણ સચેતન હતુ. તેમના આદર્શો સરલ છતાં રસભર્યા હતા.

હીંદમાંથી પ્રતાપ પરવાર્યો ન હતો. તેની સંસ્કૃતિને આત્મરક્ષણ માટે નિશ્ચલતા સ્વીકારવી પડી નહોતી. સમૃદ્ધ અને સંસ્કારી આર્યાવર્ત સ્વાતંત્ર્ય અને સ્વાસ્થ્યના આનંદો અનુભવતું હતું.

મહમદ ગીઝનવીએ દેશનાં બારણાં તોડવાનો આરંભ નહોતો કર્યો: ઇરાન ને તુર્કસ્તાનમા પેદા થએલા ઇસ્લામી ઝંઝાવાતનો ભયંકર અવાજ પણ સંભળાતો નહોતો. પરાધીનતા હતી, તે માત્ર સ્વદેશીઓની-જ: પરતંત્રતા નજરે ચઢતી, તે માત્ર પોતાની પુરાણી સંસ્કૃતિનીજ.

આ સદીમાં થઇ ગએલા પ્રતાપી રાજાઓમા તેલંગણનો ચાલુક્ય-વંશનો રાજા તૈલપ પણ હતો. તે સંવત્ ૧૦૨૯માં ગાદીએ આવ્યો, અને રાષ્ટ્રકૂટ રાજાઓને વશ કરી દક્ષિણમા એક ચક્રરાજ્ય કરવા લાગ્યો, એટલુંજ નહીં પણ ચોલા, ચેદી, પાંચાલ અને ગુજરાતમાં પોતાની આણ વર્તાવી ભરતખંડમાં ચક્રવર્તી થવાની હોંસ ધરાવવા લાગ્યો; અને 'પરમેશ્વર,' 'પરમભટ્ટાર્ક,' 'સમસ્તભુવનાશ્રય,' 'સત્યાશ્રયકુલતિલક,' 'ચાલુક્યાભરણ,' 'ભુજબલ-ચક્રવર્તી,' 'રણરંગભીમ,' 'આહવમલ્લ.' નામનાં સૂચક બીરદો ધરાવવાને ભાગ્યશાળી થયો.

આ ચાલુક્યરાજની કીર્તિ પર એક મોટું કલંક હતું. માલવાના મુંજરાજે તેને અનેક વાર હરાવી, પકડી, અવંતિ લઇ જઇ સામાન્ય સામંતની માફક તેની પાસે સેવા કરાવી હતી. આ કલંક દૂર કરવા સવત્ [illegible]૦૫૨માં તૈલપ એક મોટું સૈન્ય લઇ તેલંગણ પર ચઢી આવતા અવંતિનાથની સામે થવા ગયો.

તૈલપ જ્યારે દક્ષિણમાં સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો કરતો હતો ત્યારે આર્યસસ્કારના તે વખતના કેન્દ્રસ્થાન અવંતિના ધણી મુંજરાજે ઉત્તર હીંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપ્યું હતું. અનેક વર્ષો થયાં તે આખા ભરતખંડમાં પોતાની હાક વગડાવતો હતો અને પોતાની પ્રશંસા કરાવી કવિઓની શક્તિને કસોટી પર ચઢાવતો હતો. રૂપમાં, તેની કામદેવની સાથે તુલના થતી; કવિઓ તેનાં રસવાક્યો સાંભળીસાંભળી સરસ કાવ્યો લખવા પ્રેરાતા અને ગણિતશાસ્ત્રીઓ તેની સહાયતાથી તે શાસ્ત્રને સંપૂર્ણ કરવા મથતા.

તે વિદ્યાવિલાસી હતો;—ખુની અને જુલ્મી મનાતો. તેને વીશે અનેક દંતકથાઓ ઉડતી, અને તેલંગણમાં તે બધીજ મનાતી; અને તેનું નામ સાંભળતાં આખા દેશમાં લોકો કાંપતા.

---

# પ્રકરણ ૧ લું



## વિલાસવતી

સંવત્ ૧૦૫૨ના વૈશાખ માસની દશમની સાંજે તૈલંગણના પાટનગર માન્યખેટ[1]ના રાજમહેલના શિવાલયમાં એક બાલા પદ્માસન વાળી બેઠી હતી.

નગરમાં અશાંતિ હતી, કારણ રણે ચઢેલા રાજા સંબંધી અનેક ઉડતી ગપો પ્રસરી રહી હતી. કોઇ કહેતું કે મુંજ ગોદાવરી ઓળંગી માન્યખેટ પર ચઢી આવે છે: કોઇ કહેતું કે તૈલપ-રાજે મુંજને મહાત કર્યો: કોઇ કહેતું કે મુંજ અને તૈલપ બન્ને દ્વંદ્વયુદ્ધમાં કપાઇ મુઆ. એમાં ખરું શું અને ખોટું શું તે કોઇ કહી શકતું નહીં: પણ દરેક ગપે લોકોની ચિંતા વધતી.

છતાં પેલી બાલા શાંતિથી બેઠી હતી. તે ધ્યાન ધરવાનો ડોળ કરતી હતી, પણ તેનાં હરણશાં ચંચળ નયનો ધીમેથી, ચોરીથી, ચારે તરફ ફરતાં હતાં. થોડીથોડી વારે તે કાન દઇ સાંભળતી, અને જરાક નિઃશ્વાસ નાંખતી. શંકર ક્યારે સમાધિમાંથી જાગે તેની વાટ જોતી જગદંબા, જાણે ફરીથી નવયૌવના ભીલડી બની પતિની પરીક્ષા લેવા આવ્યાં હોય એમ લાગતું હતું.

---

૧ હાલનું માલખેડ.

આ બાલાનું લાલિત્ય મોહક હતું. પહેરેલા વલ્કલમાંથી નીકળતી શ્વેત, સીધી ડોકજ તપસ્વીઓનાં તપ મુકાવે એવી હતી. તે મીઠું નાનું મુખ, નાનું ટેરવાવાળું ઘાટીલું નાક, સાધારણ ઘાટની પણ ભભકભરી કાળી, કોડભરી આંખો–આ બધી સામગ્રીઓ જોઇ તપસ્વીઓ શું શું કરે એ કહી શકાય એમ નહોતું. જોગીરાજ શંકરનું મંદિર, પહેરેલું વલ્કલ, વાળેલું પદ્માસન–આ બધું છતાં વાતાવરણમાં રસતરંગો પ્રસરી રહેતા હતા. તોપણ તેના કપાળ પર એક કરચલી હતી; વદન પર ગ્લાનિ દેખાતી. તેની આંખો-માં શીકારીથી સંતાતાં ફરતાં સસલાંનો ગભરાટ હતો.

થોડી વારે તેણે ચારે તરફ જોયું, પદ્માસન છોડયું, અને બંને હાથની નાની, નાજુકડી આંગળીઓ એકમેકમાં જોરથી ભેરવી આળસ મરડયું.

વાડીમાં પડેલાં સુકાં પાંદડાંનો ખખડાટ થયો, અને કોઇનાં પગલાં સંભળાયાં. બાલાએ તરત પદ્માસન વાળી દીધું, ને આંખો મીંચી ધ્યાન ધરવાનો ડોળ શરુ કર્યો.

ત્રણ સ્ત્રીઓ શિવાલયનાં પગથીઆં ચઢી. એક સ્ત્રી જેણે વલ્કલ પહેર્યું હતું તે આગળ ચાલતી હતી. તે ઉંચી, કદાવર અને સશકત લાગતી: તેના અંગની રેખાએ રેખા સંપૂર્ણ હતી; માત્ર તેના માથા પર વાળ સફેદ થવા લાગ્યા હતા અને ભરેલું ઠસ્સાદાર મોઢું શીતળાથી છુંદાએલું, કદરુપું થઇ ગએલું હતું; છતાં આંખોમાં ધારદાર તેજ હતું, દઢ બીડેલા હોઠમાં પ્રભાવ હતો અને ઉમર થઇ હતી છતાં અંગોમાં જુવાનીનું જોમ દેખાતું હતું. પાછળ આવતી બે સ્ત્રીઓ સુંદર હતી, અને તેમનાં કીંમતી વસ્ત્રો અને આભૂષણો તેમની સ્થિતિ દર્શાવતાં હતાં.

પહેલી સ્ત્રીના મુખ પર દઢતા હતી. તેની આંખમાં સ્થિર ઝનુન હતું: બીજી બે સ્ત્રીઓનાં મુખ પર ભય ને ચિંતા દેખાતાં હતાં અને તેમની આંખો આંસુભીની લાગતી હતી.

આગળ આવતી વલ્કલધારિણી તે તૈલપરાજની વિધવા બ્હેન મૃણાલવતી હતી. બીજી બેમાંની મોટી તૈલપની રાણી જક્કલાદેવી હતી; નાની જક્કલાદેવીની પીત્રાઇ બહેન, અને સ્યૂનદેશના યાદવરાજા મહાસામંત ભીલ્લમની સ્ત્રી લક્ષ્મીદેવી હતી.

મૃણાલવતી બધાંથી આગળ મંદિરમાં પેઠી અને લક્ષ્મીદેવી તરફ ફરી કહ્યું:

"લક્ષ્મી! મેં શું કહ્યું હતું? તારી છોકરી ધ્યાન ધરે છે."

લક્ષ્મીદેવીએ ન સમજાય એવી રીતે હા કહી. શાંત, કઠોર, સત્તાભર્યા અવાજે મૃણાલવતીએ કહ્યું: "વિલાસ! વિલાસ!"

જાણે ધ્યાનમાંથી જાગતી હોય તેમ પેલી બાલાએ આંખો ઉઘાડી, અને ચમકવાનો ઢોંગ કર્યો.

"વિલાસ!" કઠોર અવાજે મૃણાલવતીએ કહ્યું "જા બહાર બેસ, અને કોઇ પણ આવતું સંભળાય કે તરત મને ખબર આપજે."

મુગે મોઢે, પગે લાગી વિલાસ બહાર ગઇ. મૃણાલવતીના હુકમો પાળવાની, અને તેનીજ ઇચ્છા પ્રમાણે વર્તવાની ટેવ બધાંને હોય એમ સ્પષ્ટ લાગતું હતું.

વિલાસવતી મંદિરના ઓટલા પર ગઇ, અને અંદર શું ચાલે છે તે સંભળાય એમ ઉભી રહી.

અંદર મૃણાલવતી કાળા પથ્થરના પોઠીઆ પાસે ગઇ અને બોલી: "જક્કલા!"

"બા—" તૈલપની રાણીએ કહ્યું.

"જો. મેં તને જે વાત કરી હતી તે આ જગ્યા. માન્યખેટમાંથી નાસી છુટવું હોય તો આ રસ્તો છે."

"આ" ડરતાં ડરતાં લક્ષ્મીદેવી પુછવા ગઇ. "પણ મુંજ આવે એવી કૈં ખબર—"

મૃણાલવતીની ભમરો સંકોચાઇ. એક તીક્ષ્ણ નજરેજ તેણે લક્ષ્મીનું વાક્ય પુરું થવા દીધું નહીં.

"ખબર ને અંતર હોત તો હું કહેત નહીં?" સખ્તાઇથી તેણે કહ્યું. લક્ષ્મી હોઠ કરડી મુગી રહી અને મૃણાલવતીએ આગળ ચલાવ્યું: "જો! આ પોઠીઓ છે. એની નીચે સુરંગ છે."

"ક્યાં નીકળે છે?" ધીમેથી, માનભેર જક્કલાદેવીએ પુછ્યું.

"બહાર ભુવનેશ્વરનું મંદિર છે તેમાં."

"તે તો છેક જંગલમાં છે."

મૃણાલવતી જવાબ આપ્યા પહેલાં પાછી ફરી અને ગર્ભદ્વારમાં વિલાસને ઉભેલી જોઇ તેણે સખ્તાઇથી પુછ્યું:

"કેમ આવી?"

"બહાર પિતાજી આવ્યા છે."

"મહાસામંત?" ભયંકર અવાજે મૃણાલે પુછ્યું.

"હેં!" લક્ષ્મીદેવીથી બોલાઇ ગયું.

કૈં અશુભ થયું હશે એમ ધારી, ગભરાએલી જક્કલાદેવીએ નિરાધારીમાં ભીંત પર હાથ ટેકવ્યો.

"બોલાવ."

"જેવી આજ્ઞા" કહી વિલાસ બહાર ગઇ અને પોતાના પિતાને તેડીને અંદર આવી.

મહાસામંત ભીલ્લમ ઉંચો, પડછંગ યોદ્ધો હતો. તેણે શરીરે બખ્તર પહેર્યું હતું, અને તેને હાથે ને કપાળે બે પાટા બાંધેલા હતા.

"મૃણાલબા! આહવમલ્લ મહારાજનો જય થયો."

"હેં!" જક્કલા બોલી ઉઠી.

શાંતિથી તેના તરફ ફરી મૃણાલે ડોળા કાઢ્યા અને પુછ્યું: "ક્યારે?"

"પરમ દિવસે. મુંજ ગોદાવરી ઉતરી આ તરફ આવવા જતો હતો ને મહારાજે તેને ભીડાવ્યો."

જક્કલા, લક્ષ્મી અને વિલાસ એ ત્રણેનાં મોઢાં પર આનંદ છવાઇ રહ્યાં; માત્ર મૃણાલના હોઠ ભયંકર દ્રઢતાથી દબાઇ રહ્યા

"એના લશ્કરનું શું થયું?"

"ઘણુંખરું પકડાઇ ગયું--ને થોડું નાસી ગયું."

"મહારાજ આનંદમા છે?" જક્કલાદેવીએ ધીમેથી પુછવાની હીંમત કરી.

"એટલામાં અંધારી થઇ ગઇ!" મૃણાલવતીએ સખ્તાઇથી કહ્યું: અને ભીલ્લમને પોતે પ્રશ્ન પુછ્યો: "પેલા નરપિશાચનું શું થયું?"

"કોનું, મુંજનું?" મહાસામંતે પ્રશ્ન કર્યો. ડોકી વતી મૃણાલે હા કહી.

"તેને તો મેં પકડ્યો" ગર્વથી હસતાં ભીલ્લમે કહ્યું. તે ગર્વ તરફ તિરસ્કારથી મૃણાલવતી જોઇ રહી. "અને કાલે મહારાજની સ્વારી અહીંઆં આવવાની છે તે સંદેશો કહેવા મને મોકલ્યો છે."

"વારુ ત્યારે. તૈયારી કરવાનો હુકમ આપવો જોઇએ. ચાલો મહાસામંત!"

મહાસામંતનો વિચાર કે ત્યાંથી ખસવાનો જણાયો નહી.

"હું હમણાં આવ્યો—"

"ભીલ્લમરાજ! તમે પણ હજુ તેવા ને તેવાજ રહ્યા." મૃણાલે તિરસ્કારથી કહ્યું "તમારું હૃદય સાત્ત્વિક થયુંજ નહીં." ભીલ્લમે માત્ર મુગે મોઢે માનભેર હસ્યા કર્યું. "વારુ ઠીક. જક્કલા! ચાલ વિલાસ!"

"બા" ભીલ્લમે કહ્યું "એને હું હમણાં મોકલું છું."

"તમે બંને માબાપજ એ છોકરીના સંસ્કાર બગાડો છો. પછી એ બીચારી નિષ્કલંક કેમ થાય? ઠીક. વિલાસ! જલદી આવજે" કહી સ્વસ્થતાથી મૃણાલવતી ત્યાંથી ગઇ અને તેની પાછળપાછળ જક્કલાદેવી ગઇ.

## પ્રકરણ ૨ જું

## ભીલ્લમરાજની નિરાધારી

મૃણાલવતી મંદિરમાંથી ગઇ એટલે ત્રણે જણાંએ નિઃશ્વાસ મુકયો.

"મહારાજ!" લક્ષ્મીદેવીએ થોડો વાર મુગાં રહી કહ્યું "કેમ છો તમે?"

ભીલ્લમ હસ્યો, તેની આંખ સ્નેહભીની થઇ "મઝાહમાં. બે ચાર ઘા વાગ્યા છે, પણ મેં પણ ડંકો વગાડયો" સહર્ષ મહાસામંતે કહ્યું; "હું નહીં હોત તો મુંજ પકડાત નહીં અને આહવમલ્લ મહારાજનું આવી બનત."

"એમ?"

"હા. મુંજ ને મહારાજ વચ્ચે જબરું યુદ્ધ થયું."

"હાથોહાથ?"

"હા. તેમના મહાવતો મરાયા એટલે નીચે ઉતરી તેમણે હાથોહાથ લઢવા માંડયું."

"પછી?"

"પછી શું? કયાં મુંજ ને કયાં મહારાજ? મહારાજને શરીરે ઘા પડ્યા હતા. તે પડવાની તૈઆરીમાં હતા ને મેં દીઠા. તેવોજ હું ઉતરી તેમની વારે ધાયો, ને મુંજની સામે થયો. દેવી! શું અમારું યુદ્ધ!

ચાર ઘડી કોઇએ મચક આપી નહીં. ત્રૈલોક્ય આખું તે–જોઇ રહ્યું."
ભીલ્લમે શ્વાસ ખાધાઃ તેની સ્ત્રી ને પુત્રી આતુરતાથી જોઇ રહ્યાં.

"મારી પણ ખરી કસોટી હતી. આખરે હું જબરો નીકળ્યો. મુજરાજે જરા ઠોકર ખાધી ને મેં પકડ્યો."

"શાબાશ" લક્ષ્મીદેવીએ આંખો વડેજ ઓવારણાં લઇ કહ્યું.

"બાપુ!" વિલાસવતીએ ધીમેથી પુછ્યું "મુંજ કેવો છે?"

"કાલે જોજેને. એ પણ જબરો છે. જેવો મેં એને પકડ્યો એટલે તેણે હસીને મારો વાંસો થાબડ્યો ને હસીને કહ્યું: "ધન્ય છે ભીલ્લમરાજ! અવનીમાં તુંજ આ કરી શકે."

"અરે વાહ!" લક્ષ્મીદેવીએ કહ્યું.

"બાપુ! કાલે હું કેમ એને જોવાની?" વિલાસવતીએ પુછ્યુ.

"કેમ, શું છે?"

"નાથ!" લક્ષ્મીદેવીએ પાસે આવી ધીમેથી કહ્યુ. તેના હોઠ સખત પીસાયા ને તેની આંખમાંથી ઝેર નીકળ્યું "અહીંઆં તો જુલમ છે."

"કેમ?"

"તમે તો રણમાંજ તમારા દિવસો પુરા કરો છો, એટલે અમારું દુઃખ ક્યાંથી જાણો? અમે કેટલાં ઓશીઆળાં થઇ ગયાં છીએ? જક્કલાદેવી કે કરી શકે નહીં તો હું તો કોણ?" બોલતાં બોલતાં લક્ષ્મીનો દબાએલો જુસ્સો ઉછળી આવ્યો. તેણે આંખમાંથી આંસુ લુછ્યું "મારું તો જે થાય તે, પણ આ બીચારી કાચી કેળ જેવી વિલાસના પણ શા ભોગ જાગે છે?"

"દેવી!" જરા ખેદભર્યા અવાજે ભીલ્લમે કહ્યું "તું જાણે છે તો ખરી આ પરાધીનતા આપણે શા માટે વેઠીએ છીએ."

"હું જાણું છું–જાણું છુ" લક્ષ્મીએ અકળામણ કાઢતાં કહ્યું "પણ હું તો થાકી ગઇ. તમારા જેવા અપ્રતિમ યોદ્ધાને આનાથી સારી ચાકરી જ્યારે જોઇશે ત્યારે મળશે."

૧૨૫૦૬



નીસાસો નાંખી મહાસામંતે લક્ષ્મીને શાંત પાડવા પ્રયત્ન કર્યો: "દેવી! તું ઘણી અધીરી છે. તને આ ઓશીઆળો રોટલો સાલે છે ને મને નથી સાલતો? મારી રાંક પ્રજા નિરાધાર પડી છે:–તું–મહારાજાઓ-ની તનયા-'

"નાથ!" રાષ્ટ્રકૂટ નરપતિઓના કુલમાં જન્મેલી લક્ષ્મીએ ઠપકો દીધો "આ બધું મારે માટે મને લાગે છે?"

"ના સતી! તે હું જાણું છું. હું પોતે અહીંઆં નિરાધાર ગુલામ છું–તૈલપની કીર્તિ વધારવા નીમેલો નોકર છું" કડવાશથી મહાસામંતે કહ્યું. "પણ શું કરીએ! આઠઆઠ વર્ષ લડયા પણ વિધિએ ફે વળવા દીધું નહીં. આખરે આ એકની એક દીકરીની ખાતર આ અધમતા."

વિલાસવતી દૂર ઉભી ઉભી, મહામુશ્કેલીએ આંખમાં આવતાં આંસુઓ રોકવાનો પ્રયત્ન કરતી હતી. લક્ષ્મીદેવીની આંખમાંથી દડદડ આંસુઓ ખરતાં હતાં. ભીલ્લમે એકદમ વાત બદલી.

"બેટા! તું તો સુખી છેને?"

"હા." ધીમેથી વિલાસે કહ્યું.

કટાક્ષમયતાથી લક્ષ્મીદેવીએ ઉમેર્યું "એને સુખ શું ને દુઃખ શું? એને તો હવે મૃણાલબાએ હાથમાં લીધી છે ને જેવો સત્યાશ્રય કુંવર અકલંકિત છે તેવી આ બીચારીને કરવા માંડી છે. આ બીચારી કાચી કેળ જેવી મારી દીકરીને પણ છુંદવા માંડી છે."

"બામાં જરા અસંતોષવૃત્તિ વધારે છે. હવે તો મારામાં શાંતિ આવતી જાય છે" મીઠાશથી વિલાસ બોલી.

"દીકરા! સત્યાશ્રય કુંવરને લાયક થાય અને તેની જોડે તારાં લગ્ન થાય એટલે અમે સોમ નાહ્યાં."

"બાપુ! લાયક થવા મથું છું તો ખરી."

"હા" લક્ષ્મીએ કહ્યું "ને તારી જુવાની બળીને રાખ થશે ત્યારે તું લાયક થશે."

"બેટા!" ભીલ્લમે દીકરીને કહ્યું "તારી બાનો આજે પીત્તો ઉછળેલો છે. એનું બોલવું ગણુતી નહીં. જો હવે આપણે જઈએ. મેં એક વિચાર કર્યો છે."

"શો?" લક્ષ્મીએ પુછ્યું.

"મહારાજ પાસે થોડા વર માગી લઈશ. મારી સેવા જોઈ આપ્યા વિના તે રહેશે નહીં."

"શી સ્નૂનરાજની નિરાધારી!" લક્ષ્મીએ ટીકા કરી. તે ટીકા પર ધ્યાન આપ્યા વિના ભીલ્લમે આગળ ચલાવ્યું.

"એક તો વિલાસનાં લગ્નનું ચોક્કસ કરી દઈએ; ને તેને પરણાવી પછી આપણે દેશ જઈએ."

"એ સુરજ ક્યારે ઉગવાનો?" શંકાશીલ લક્ષ્મીએ જવાબ દીધો.

"ઉગશે–ઉગશે. અધીરી નહીં થા. ચાલો." કહી ત્રણે જણાં મંદિરમાંથી નીકળ્યાં.

"બાપુ! મારે મુંજ જોવો છે."

"કાલે સ્વારીમાં જોજેને."

"એ બાપડી ક્યાંથી જોવાની હતી?" લક્ષ્મીએ કડવાશથી પણ ધીમેથી કહ્યું "મૃણાલબા કહેશે કે એવી જિજ્ઞાસાથી તો એનું વૈરાગ્ય-વ્રત તુટી જાય. એક સોળ વર્ષથી થએલી વિધવા પણ સરખી, ને બીજી સોળ વર્ષની કન્યા પણ સરખી."

"એ શું બોલે છે?" જરાક સખ્તાઈથી ભીલ્લમે કહ્યું "કોઈ સાંભળશે, ભાન છે?"

"બાપુ!" વિલાસવતીએ કહ્યું "તમે મૃણાલબાને કહેશો તો માનશે."

"હા. જરુર કહીશ." કહી ભીલ્લમ મુંગો રહ્યો.

## પ્રકરણ ૩ જું

## મૃણાલવતી

મૃણાલવતી જક્કલાદેવી જોડે મહેલમાં ગઇ અને આવતી કાલની સવારી માટે તૈયારી કરવાના હુકમ આપવા લાગી.

મૃણાલવતી હાલ છેંતાલીસ વર્ષની હતી; અને ત્રીસ વર્ષ પહેલાં તેના પતિનું મૃત્યુ થવાથી તે સંસારથી પરવારી ગઇ હતી. તૈલપ તેનાથી પાંચસાત વર્ષ નાનો હતો, અને મા મરી ગએલી હોવાથી મોટી બ્હેનની પ્રીતિ ભાઇ ઉપર ચોંટી. તૈલપને ઉછેરવો, કેળવવો શસ્ત્ર ને રાજ્યકલામાં પાવરધો બનાવવો, અને તેને પાણી ચઢાવી શૂરવીર બનાવવો એ કાર્યમાંજ તે મચી રહી.

થોડે વર્ષે તૈલપ ગાદીએ આવ્યો, એટલે મૃણાલે રાજ્યકારભારમાં પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા માંડયો. તૈલપ રાજ્યકારભારમાં તેના જેટલો બાહોશ નહોતો, એટલે થોડા વખતમાં તેલંગણના રાજ્યની બધી સત્તા તેણે હાથ કરી. તૈલપ રાજ્ય ચલાવતો, વિગ્રહો આદરતો, દેશપરદેશ પોતાની આણ વર્તાવતો, પણ મૃણાલ આગળ નાનો ભાઇ-જ બની જતો. બહેનનો શબ્દ તે ઉથાપતો નહીં. તેની બુદ્ધિથીજ તે રાજ્ય ચલાવતો, તેને ઉત્સાહેજ સમરાંગણો ખેડતો.

મૃણાલનો સ્વભાવ નાનપણમાં હેતાળ અને રસિક હતો. જેમ જેમ જુવાની ખીલવા લાગી તેમ તેમ તેના અંતરમાં કૈં ન સમજાય એવી ઊર્મિઓ આવવા લાગી. કેટલીક ઊર્મિઓ તે વિધવા હતી તેથી સંતોષાય એવી નહોતી; કેટલીક, સર્વોપરિ રાજ્યસત્તા તેના હાથમાં હતી તેથી ઉભી થવા દેવાય એમ નહોતી; કેટલીક, તૈલપનું ચારિત્ર્ય શુદ્ધ અને સીધું અને તેથી દબાવી દેવી પડતી. પરિણામે, મૃણાલને વૈરાગ્યજીવનનો શોખ લાગ્યો.

તેણે ધીમે ધીમે પોતાની સુખ કે દુઃખ અનુભવવાની કોમળતા મુકવી નાંખી; આર્દ્રતા ને કરુણાને જડમુળથી ઉખેડી નાંખી. આ બધું કરતાં તેને ભયંકર તપ આદરવું પડ્યું. તે તપે તેના હૃદયને શુષ્ક ને તેની નિશ્ચયાત્મક બુદ્ધિને વધુ નિશ્ચલ બનાવી.

તેનું ચારિત્ર્ય બદલાતાં, સંસાર તરફ પણ તેનું દૃષ્ટિબિંદુ બદલાયું. તેણે સુખદુઃખના કીચડમાં બધા સંસારને તરવરતો દીઠો; અને સખત વૈરાગ્ય વિના તેનો ઉદ્ધાર નથી એમ તેને ખાત્રી થવા લાગી. રાજ્યમાં તેની સત્તા સર્વમાન્ય હતી: અને તે સત્તાનો ઉપયોગ પ્રજાના ઉદ્ધાર માટે ન કરવો એ તેને મોટું પાપ લાગ્યું. જે રીતે તેણે પોતાની ઊર્મિઓ વશ કરી હતી, જે રીતે પોતાનું અશાંત હૃદય સ્વસ્થ અને કઠણ બનાવ્યું હતું, તેજ રીતે પ્રજાજીવનમાં ઉછળી રહેલી ઊર્મિઓ, આનંદ, અને કુમાશને વશ કરવાના પ્રયત્નો તેણે આરંભ્યા.

આ રાજ્યનીતિને અનુસરીને શાસનો પર શાસનો તેણે કાઢ્યાં. તેણે કવિઓ, નટો અને ગાયકોને દેશપાર કર્યા; આનંદોત્સવો બંધ કર્યા: જાહેરમાં થતાં કલ્પાંત પર અંકુશ મુક્યો. ગામમાં, રાજમહેલમાં સખ્તાઇ અને સ્વસ્થતા પ્રસરી રહ્યાં. દરેક પ્રકારનો સંબંધ શુષ્ક, નિયમિત અને નિષ્કલંક થતો ગયો. પ્રેમ, ઉત્સાહ, આનંદ એ બધાં મોટા ગુનાહ હોય એવું કૈં વાતાવરણ પ્રસરવા લાગ્યું.

જાહેરમાં, પ્રેમીઓ સહધર્મચારીજ બની રહ્યાં; આનંદમગ્ન કુટુંબીઓ એક યંત્રનાં ચક્રો થઇ રહ્યાં; ઉત્સવપ્રસંગો શુષ્ક નિયમે નીરસ થઇ રહ્યા. તત્ત્વજ્ઞાનીઓ અને તપસ્વીઓએ કવિઓનું સ્થાન લીધું; નીતિ ને નિયમના તાપમાં પ્રજાજીવનમાં રહેલી આર્દ્રતા શોષાઇ ગઇ. સ્નેહ, આનંદ, અને ઉત્સાહના લહાવા લોકો ખુણે ભરાઇ, રાજસત્તાથી ડરી, કોઇ ન જાણે એમ લેવા લાગ્યા.

તૈલપરાજનો પુત્ર સત્યાશ્રય બાલવયમાં આવ્યો ત્યારે તેની પણ કેલવણી મૃણાલવતીએ હાથમાં લીધી; અને ધીમે ધીમે સત્યાશ્રય પણ ફોઇના આદર્શો પ્રમાણે પોતાનું ચારિત્ર્ય ખીલવવા લાગ્યો.

આ સખત જીવનનુ પરિણામ એક ઘણું સારું આવ્યું. તેલંગણ દેશના યોદ્ધાઓ સખત, દૃઢ અને ભયંકર થતા ગયા; અને તૈલપરાજે સહેલાઇથી દિગ્વિજયો કરવા માંડયા. આ દિગ્વિજયનો પહેલો ભોગ સ્યૂનદેશ થઇ પડયો. ભીલ્લમરાજે રાખેલી ટેક, તેણે છોડી. રણમાં પડવા તેણે ઘણાં ફાંફાં માર્યાં, પણ તેના આવરદાની દોરી લાંબી નીકળી. તેને કેદ કરી માન્યખેટ લઇ આવવામાં આવ્યો; પણ તેને મારી નાખવાના ઇરાદામાં તૈલપ સફલ થયો નહીં. મૃણાલે ભીલ્લમનો પક્ષ લીધો, તેને મરતો બચાવ્યો, તેનું રાજ્યપાટ પાછું અપાવ્યું, તેની એકની એક છોકરી જોડે સત્યાશ્રયનું વેવીશાળ કર્યું. પણ આ મહેર-બાનીની તેને ભારે કીંમત આપવી પડી. તેને સહકુટુંબ માન્યખેટમાં રહેવું પડયું; તૈલપના મહાસામંત થઇ તેની કીર્તિમાં વધારો કરવો પડયો; અને વિલાસવતીને નિષ્કલંક જીવનના પાઠ પઢવા મૃણાલવતીને સોંપવી પડી.

વૈરાગ્યના આદર્શો સિદ્ધ કરતી, વિમલ, સખત અને નિશ્ચલ નિયમોને પોતાના અને પારકા જીવનમાં પ્રેરતી મૃણાલવતી તેલંગણની અધિષ્ઠાત્રી દેવી હતી. આવા નિર્દ્વંદ્વ બની રહેલા હૃદયમાં પણ એક

ભાવ માટે સ્થાન હતું–અને તે ભાવ તે તેના ભાઇની કીર્તિ. બાલપણથી તેણે તૈલપને પાણી ચઢાવવાના એવા પ્રયત્નો કર્યા હતા અને તે પ્રયત્નોથી તૈલપે એવી કીર્તિ મેળવી હતી કે તે કીર્તિ તે પોતાનીજ સમજતી; અને તે કીર્તિની આડે આવનારને ખુંદી નાંખવામાં તે પોતાની પ્રભાવશાળી નિશ્ચયાત્મક બુદ્ધિનો ઉપયોગ કરતી.

મુંજરાજ તૈલપની કીર્તિનો રાહુ હતો; પંદરસોળ વાર તેણે તેલંગણુરાજને ધુળ ચાટતો કર્યો હતો અને તેથી ઘણી વખત તેને ખંડણી આપી પોતાનું રાજ્ય નીરાંતે ભોગવવાની તૈલપને ઇચ્છા થઇ આવતી. પણ આ ઇચ્છાના અંકુરો મૃણાલના અચલ નિશ્ચય આગળ ફુટતાંજ કરમાઇ જતા. ખરું જોતાં મુંજ અને તૈલપના વિગ્રહમાં મુંજ અને મૃણાલની પ્રબલ ઇચ્છાશક્તિઓનું દારુણ દ્વંદ્વયુદ્ધજ થતું હતું.

આખરે મૃણાલ જીતી–મુંજ હાર્યો. આ વિચાર કરતાં મૃણાલના શુષ્ક, વૈરાગ્યવિલાસી હૃદયમાં, નિર્જન રણમાં ઠંડો મીઠો વાયુ વાય તેમ, સંતોષ અને ગર્વનો સંચાર થયો. મુંજ ભરતખંડમાં પૃથિવી–વલ્લભને નામે પંકાતો હતો; તે પૃથિવી–વલ્લભને પણ તેણે દાસાનુદાસ બનાવ્યો હતો. આથી વધારે સંતોષનું કારણ શું હોય?

જક્કલાદેવી સાથે મૃણાલ મહેલમાં પાછી ગઇ ત્યારે તેના હૃદયમાં આવા વિચારો અસ્પષ્ટરૂપે આવ્યા. મહેલમાં જઇ તેણે સવારીની તૈયારીઓ કરવાના હુકમ કાઢ્યા; અને શહેરમાં સામાન્ય નિયમો તોડી કેવી રીતે ધામધુમ કરવી તેની યોજના કરવા આગેવાન નગરજનોને તેડી મંગાવ્યા.

એટલી વારમાં ભીલ્લમ, લક્ષ્મીદેવી ને વિલાસ આવી પહોંચ્યાં. ભીલ્લમના મુખ પર અદષ્ટ તિરસ્કાર હતો. વિલાસ તેવી ને તેવીજ શાંત ને મીઠી હતી.

"બા" ભીલ્લમે પુછ્યું "બધી તૈયારી કરવાનો હુકમ આપ્યો ?"

"કેમ?" જરા સખ્તાઇથી મૃણાલે પુછ્યું.

"આપણે પૃથ્વી-વલ્લભને લઇ આવ્યા છીએ. તૈયારીઓ તેને યોગ્ય કરવી જોઇએ."

એક પલવાર મૃણાલની તેજસ્વી આંખોમાં તીક્ષ્ણતા આવી. "મહાસામંત!" શાંતિથી તેણે કહ્યું "હવે પૃથિવીએ વલ્લભ બદલ્યો."

"તો એ ઉત્સવ પણ આપણે ઉજવવો જોઇએ" ભીલ્લમે હસીને કહ્યું.

"તમને લોકોને જ્યાંત્યાંથી કે મજાહ જોઇએ. તમારામાં સદ્દબુદ્ધિ ક્યારે આવશે?"

"બા! આ પ્રસંગ કૈં જેવો તેવો નથી." ભીલ્લમે હીંમતથી કહ્યું. ભીલ્લમની આમ બોલવાની રીતથી મૃણાલે અજાયબ થઇ ઉંચું જોયું; તેણે આવો વિજય મેળવ્યો તે વિચાર કરી તેણે તિરસ્કારપૂર્વક દરગુજર કરી અને પુછ્યું: "કેમ?"

"મુજ જેવા નર આખી પૃથ્વીમાં સો વર્ષે એક પાકે, હજાર વર્ષે નજરે ચડે; પણ દશહજાર વર્ષે પણ આમ પકડાઇ આવતો ભાળીએ નહીં."

તિરસ્કારભર્યાં, શાંત સ્થિર નયને મૃણાલ આ પ્રશંસા સાંભળી રહી. "તમે આજ ઘણા અસ્વસ્થ થઇ ગયા છો." ખંજરની સચોટતાથી મૃણાલ બોલી.

બીજે વખતે ભીલ્લમ મુગો થઇ જાત; પણ પોતે મેળવેલો જય અને લક્ષ્મીદેવીનાં સખત વચનોએ તેનામાં બેહદ હીંમત પ્રેરી હતી. તેણે કહ્યું:

"શા માટે નહીં? ચોરાશી ભવમાં ભાગ્યેજ આવો નર એકલે હાથે હરાવવાનું ભાગ્ય મળે."

"મહાસામંત!" તિરસ્કારથી હસી મૃણાલે કહ્યું "અહંતા એ બધાં પાપનું મુળ છે." તેનો અવાજ સિંહણના જેવો વિકરાલ થઇ ગયો; અને ભીલ્લમના બહાદુર હૃદયમાં પણ બીક પેઠી.

"બા! પણ તમારે એક વાનું તો કરવું પડશે."

"શું?"

"કાલે સવારી જોવા આવવું પડશે."

"હું?" પોતે સામાન્ય મનુષ્યજાતિથી ઉંચી ભૂમિકાએ હોય તેમ મૃણાલે પુછ્યું.

'હા. કાલ જેવો પ્રસંગ ભવોભવમાં નહીં આવે. મુંજ પકડાયો તેનો જશ તમને છે; એટલે તમારે તો આવવુંજ જોઇએ."

"નયનો સંતોષવાનું પ્રાયશ્ચિત્ત મારે કેટલું કરવું પડે?" જરાક હસીને મૃણાલે કહ્યું.

"તમે ક્યાં તમારી જિજ્ઞાસા સંતોષવા આવવાનાં છો? એથી તો માત્ર લોકોને સંતોષ મળશે."

"ભીલ્લમરાજ! પાપ કરવું ને કરાવવું તે વચ્ચે હું કે ભેદ જોતી નથી. છતાં ઠીક છે, હું રાતે વિચાર કરીશ."

"આ વિલાસને પણ સવારી જોવી છે." મૃણાલની ભ્રકુટી સંકોચાઇ. "મહાસામંત! તમે એ છોકરીને બગાડવાના છો." વિલાસ તરફ ફરી તેણે સખ્તાઇથી ઉમેર્યું: "તેં સવારી નથી જોઇ? લશ્કર નથી જોયું? તૈલપરાજ નથી જોયો? એ બધાં જોવાની આટલી હોંસ!"

"પણ એ બીચારી મુંજ ક્યારે જોશે?" ભીલ્લમે કહ્યું.

"મુંજમાં તે શું જોવું? એજ હાડકાંનો માળો, એજ ચામડું, એજ નરકની બનેલી દેહ." કમકમા આવે એવા તિરસ્કારથી મૃણાલે કહ્યું.

ભીલ્લમ હસ્યો. "બા! પણ આ હાડકાંનો માળો કૈં ન્યારોજ છે."

"કેમ?"

"એના જેવું રૂપ મેં બીજું જોયું નથી."

"રૂપ! રૂપ! આ શું ગાંડાં કાઢો છો? સીધા ને ચીબા નાકમાં શો ફેર? ઝીણી ને મોટી આંખોમાં શો ફેર? આખરે બધાં બળીને ખાખ થવાનાં. મુંજમાં રૂપ હોય તેથી બળતાં થોડી વાર લાગવાની?"

"બા! તમે જોજો પછી વાત. હું કવિ નથી—"

"સારું છે. નહીં તો દેશનીકાલ કરવા પડત."

"પણ નહીં હોય તેને પણ—"

"મહાસામંત! હવે ઘણું થયું—"

"જેવી આજ્ઞા. પણ વિલાસ—"

મૃણાલના મુખ પર પાછી સખ્તાઇ આવી.

"વિલાસ! હું જોવા આવીશ તો એને પણ લાવીશ. થયું?" કહી જરા તોછડાઇથી મૃણાલ ત્યાંથી ચાલી ગઇ. ભીલ્લમરાજ પોતાની સ્ત્રી તરફ ફર્યો.

"દેવી! કાલે વિલાસને સ્વારી જોવા આવવા દેશે."

"કેમ જાણ્યું?"

"મૃણાલબા આવ્યા વિના નહીં રહે."

"બાપુ!" વિલાસે પુછ્યું. "મુંજ કવિ છે?"

"કવિઓનો પણ કવિ છે, એમ લોકવાયકા છે. એના લશ્કર સાથે પણ કવિઓ છે."

"બા ! કવિઓને લોકો કેમ ધિક્કારતા હશે ?" વિલાસે લક્ષ્મીદેવીને પૂછ્યું. લક્ષ્મીદેવીનો ગુસ્સો હજુ ઉતર્યો નહોતો.

"પુછ તારા બાપુને. તે રાજા હતા ત્યારે ઘણા કવિઓ રાખતા."

ભીલ્લમે નીસાસો મુકયો. "હું તને દેખાડીશ. કાલે ઘણા આવશે. જા બેટા ! મૃણાલબા ગુસ્સે થશે."

વિલાસે પણ નીસાસો મુકયો, અને ત્યાંથી ચાલી ગઇ.

ભીલ્લમ લક્ષ્મીદેવી તરફ ફર્યો: "દેવી ! શા માટે બળતાને બાળો છો ?"

લક્ષ્મીએ પાસે આવી ભીલ્લમના ખભા પર હાથ મુકયો અને સ્નેહ-પૂર્વક કહ્યું: "મહારાજ ! એટલુંજ દેખાડવા કે તમે અત્યારે પૃથિવી-વલ્લભના પણ વલ્લભ થયા તોપણ પરાધીન તે પરાધીન."

"એ વખત વધુ કહી સંભળાવ્યે હું ઓછો પરાધીન થવાનો હતો ?"

"ના. પણ તેથી મહારાજા મટી મહાસામંત થઇ નહીં રહો. આ પરાધીનતા છોડવાની છે." ઘણુંજ ધીમેથી લક્ષ્મીદેવીએ કહ્યું. અને બન્ને જણાંએ મુગાં મુગાં ત્યાંથી ચાલવા માંડયુ.

* * * *

મૃણાલવતી નાહી ધોઇ ધ્યાન કરવા બેઠી, છતા ચિત્તને સ્થિર થતાં વાર લાગી. તેને પોતાના પર તિરસ્કાર આવ્યો. પોતે પણ બીજા નિર્માલ્ય પ્રાણીની માફક આ વિજયથી અસ્વસ્થ બની ગઇ. આખરે તેણે મહાપ્રયત્ને ધ્યાન કર્યું.

ધ્યાન કરી રહી, તે વિચાર કરવા બેઠી કે કાલે સવારી જોવા જવું કે નહીં. પોતે પણ સામાન્ય નરનારીની માફક, આવે પ્રસંગે આનંદ પામી, જોવા નીકળે ? શું તેને જોવાનો શોખ લાગ્યો ? થોડી વારે તેને ખાત્રી થઇ કે માત્ર સવારી જોવાનું તો મન તેને નથીજ.

ત્યારે શું મુંજને જોવાનું મન થતુ હતું ? તેના ભાઇના ગૌરવનો દુશ્મન, આર્યાવર્તમાં અપ્રતિમ ગણાતો નરેશ, તેને જોવાનું મન

બધાંને થાય; પણ તેને શા માટે થાય? તેના વિરાગી હૃદયને એવું તે કૈં લાગે? તે હસી: પોતે આવી ક્ષુદ્રતા તો ક્યારની છોડી દીધી હતી.

ત્યારે શા માટે તે જોવા જાય? તરત પ્રેરણા થઇ–કારણ સમજાયું. તે પોતે આ દેશના રાજ્યકાર્યભારની વિધાત્રી હતી; તે આવે પ્રસંગે અદૃષ્ટ રહે તો વિધાત્રીના ધર્મથી ભ્રષ્ટ થાય. આ કારણ ખરું છે કે ખોટું તે વીશે તેણે લાંબો વખત વિચાર કર્યો, અને આખરે તે કારણ સત્ય છે એવા નિર્ણય પર તે આવી. તેણે સવારી જોવાનું નક્કી કર્યું.

# પ્રકરણ ૪ થું



## પૃથિવીવલ્લભ

મૃણાલવતી સ્વારી જોવા આવવાનાં છે અને આનંદ ઉપર મુકાયલા અંકુશો આ પ્રસંગે લઇ લેવામાં આવનાર છે, આ વાત ગામમાં પ્રસરતાં લોકોમાં મોટો ઉત્સવ થઇ રહ્યો. ઘણે વર્ષે દબાઇ રહેલાં હેતો ઉભર્યાં, અને અદૃષ્ટ થયેલા મોજશોખો નજરે ચઢ્યા. બીજે દિવસે સવારે ઘરોની અગાશી પર, બારીમાં, હસતાં, કુદતાં, મજાક કરતાં નરનારીઓ દેખાવા લાગ્યાં.

રાજમહેલની અટારી પર રંગબેરંગી લુગડાંથી સજ્જ થએલી સ્ત્રીઓ શોભી રહી. તેમનાં બધાંનાં મુખ પર અણધારેલો આનંદ હતો; ઘણે દિવસે નિર્મેલો ઠાઠમાઠ જોઇ તેમનાં હૃદય પણ પ્રફુલ્લ થઇ રહ્યાં હતાં. પણ સ્વારી રાજમહેલના રસ્તા પર આવી પહોંચી એમ લાગ્યું કે એક દાસી અંદર ગઇ અને તરત બધી સ્ત્રીઓ શાંત થઇ વસ્ત્રાભૂષણો સર્જી કરી અંદરના બારણા તરફ ધાકભરી નજરે જોવા લાગી.

મૃણાલવતી બહાર અટારીમાં આવી. તેણે વલ્કલ છોડી સફેત, સાદું વસ્ત્ર પહેર્યું હતું. તેની લાંબી ધનુષ્યશી આંખો સ્થિર અને સખત હતી; અને તેના હોઠ દૃઢતામાં બીડાઇ રહ્યા હતા. તેનું

કદરૂપું મુખ, આ સખ્તાઈથી વધારે કદરૂપું થયું હતું: અને તે જોતાં ત્યાં ઉભેલી સ્ત્રીઓને કમકમાં આવ્યાં.

તેની પાછળ જક્કલા, લક્ષ્મી અને વિલાસ આવ્યાં. વિલાસે પણ સફેદ વસ્ત્ર પહેર્યું હતું. તેનું પાતળું, છટાદાર શરીર, આ વસ્ત્રમાં ચંદ્રની ઉગતી કલાના જેવું મોહક લાગતું હતું. તેના વદન પર ઉત્સાહ હતો. કેટલે દિવસે તેણે આવો આનંદ અનુભવ્યો હતો એમ સ્પષ્ટ લાગતું હતું.

ડંકાઓએ દિશાઓ ગજાવી ને શરણાઈઓના સુરે ગગન ભેદાઈ રહ્યું: અને સવારી આવી.

પહેલાં ડંકાધારી સાંઢણીઓ આવી, પાછળ વિજયડંકા કરતું પાયદળ આવ્યું. તેની પાછળ ઘુઘરીથી ઘમકતા ઘોડાઓ પર બેઠેલા સ્વારો આનંદમાં હસતા, હાથમાં ભાલાઓ નચવતા આવી પહોંચ્યા.

તેની પાછળ માલવી યોદ્ધાઓ ખિન્ન મુખે આવ્યા. તેમના હાથ પીઠ પાછળ બાંધેલા હતા. તેમનાં વસ્ત્રો ને બખ્તરો લોહીથી ખરડાએલાં હતાં, તેમના માથા પરથી શીરપાઘો અને હાથમાંથી શસ્ત્રો લઈ લેવામાં આવ્યાં હતાં. થોડા મહીના પર જે યોદ્ધાઓએ માન્યખેટ સર કર્યું હતું તે અત્યારે બંદીવાન થઈ, નિસ્તેજ બની, આયુધધારી તેલંગી યોદ્ધાઓની મસ્કરીઓ સહેતા તૈલપરાજની વિજયસેના શોભાવી રહ્યા હતા.

આ યોદ્ધાઓ પુરા થતાં બખ્તર સજેલા ઘોડેસ્વાર, તેલંગી મહરાજો, અને પછી તૈલપના સામંતો હાથીએ ચઢી એકેક પછી એકેક આવી લાગ્યા. સામંતો પુરા થતાં, બધાંએ ધ્યાન દઈ જોવા માંડ્યું. સો દોઢસો શસ્ત્રસજ્જિત બંદીજનો પગે ચાલી આવતા હતા. મૃણાલવતીની નીરસતાએ દેશમાંથી કવિઓને જડમૂળથી ઉખેડી નાંખ્યા હતા, પણ રાજ્યકારભારમાંથી ભાટચારણોને

ખસેડયા નહોતા. આ શૂરવીર બંદીજનો અત્યારે વિજય મેળવી, હસતે મોઢે સ્વારીમાં ચાલતા હતા.

તેમની પાછળ પચાસ સાઠ કેદીઓ સાદાં વસ્ત્રમાં આવ્યા. તે યોદ્ધાઓ લાગતા નહોતા. તેમનાં મુખ સુકુમાર હતાં. તેમની ચાલ ધીમી હતી.

"જો!" જેવા આ લોકો આવ્યા કે અટારીમાં લક્ષ્મીદેવીએ વિલાસનું ધ્યાન ખેંચ્યું, "આ પેલા કવિઓ."

"શું કહ્યું ?" સખ્તાઈથી મૃણાલવતીએ પુછ્યું તેણે લક્ષ્મીદેવીના શબ્દો સાંભળ્યા હતા.

"બા! આ મુંજરાજના કવિઓ."

"તને કોણે કહ્યું ?"

"મહાસામંતે."

"પૃથિવીવલ્લભને લડાઈમાં પણ કવિઓ વિના ન ચાલ્યું. આ માણસની કીંમત ?" તિરસ્કારથી મૃણાલે કહ્યું.

વિલાસ શ્વાસ ઉંચો રાખી એકી ટસે આ નવા પ્રકારનાં મનુષ્યો જોઇ રહી. તેણે કવિઓ વીશે છાનુંછુપું ઘણું સાંભળ્યું હતુ અને મૃણાલ તેઓને ધિક્કારતી તેથી તેની જિજ્ઞાસા વધી હતી. તેવા પુરુષોને સદેહે જોતાં તેના મનમાં કંઈક આનંદ થયો. પણ તેનો આનંદ અંતરમાંજ રહ્યો; તેને બહાર ન પડવા દેવાની તેને ટેવ પડી હતી.

સ્વારી આગળ ચાલી. કવિઓનું વૃંદ જતાં ડંકાનીશાન સાથે બસો નાગી તરવાર અને ભાલાઓ સહિત ચાલતા સૈનિકોનો સમૂહ આવ્યો; અને તે સમૂહની પાછળ તૈલપરાજનો હાથી દોડતો આવતો દેખાયો. તેના પર તૈલપ ને ભીલ્લમ બંને બેઠા હતા. તે જોતાં

દરેક પ્રજાજને હર્ષનો પોકાર કર્યો; માત્ર રાજમહેલની અટારી પર બધાં મુગે મોઢે જોયા કરતાં હતાં.

"તૈલપમહારાજની જય" રસ્તેથી પોકારની ગર્જના આગળ ને આગળ આવી. બધાં ધ્યાન દઈ જોવા લાગ્યાં.

તૈલપના હાથી પાછળ ચાલતા સૈનિકોનો કોટ બનાવી, તેમાં થોડીક જગ્યા ખુલ્લી રહેવા દીધી હતી. આ ખુલ્લી જગ્યામાં એકજ બંદીવાન ચાલતો હતો. લોકો ટીકીટીકી તેને જોતા હતા. શું આ માલવાનો મુંજ?

"આ પેલો મુંજ!" જેવા આ સૈનિકો રસ્તાને દૂરને છેડે દાખલ થયા કે મૃણાલે કહ્યું. તેના સ્વસ્થ હૃદયમાં એક ગર્વની ઊર્મિ થઈ આવી; તેના મુખ પર સંતોષ છવાઈ રહ્યો. મૃણાલનો આનંદ જોઈ બધાંને હિંમત આવી. જક્કલાદેવી બોલ્યાં: "હાશ! આજે નીરાંત થઈ. આ પાપીએ આટલાં વર્ષ જંપીને બેસવાએ દીધાં નહીં."

"ભાઈએ પણ એને ક્યાં જંપીને બેસવા દીધો?" મૃણાલે હોઠ પીસી કહ્યું, "આજે એની કીર્તિ પણ ધુળમાં મળી."

"બા! બીચારા મુંજરાજને આમ ચલાવતા શા માટે હશે?" વિલાસે પુછ્યું.

"ભાગ્યો એના બોગ" લક્ષ્મીએ કહ્યું.

"બીચારા કેટલાએ શૂરવીરો મુઆ તેનું વેર લેવાયું." જક્કલાએ કહ્યું.

"જક્કલા! એમાં વેર લેવાની જરુર નથી." મૃણાલે સખ્તાઈથી કહ્યું. "સત્ય તેજ છે. એ અસત્યનો અવતાર હતો તેમાં એનો પરાજય થયો."

"તે બા! એ ઘણો પાપી હતો?" લક્ષ્મીદેવીએ પુછ્યું. તેના અવાજમાં કટાક્ષમયતા હતી કે કેમ તે જોવા મૃણાલે ઉંચું જોયું;

પણ પ્રશ્ન નિર્દોષ લાગતાં તેણે ઉત્તર વાળ્યો: "પાપી! એના જેવો કલંકી પુરુષ બીજો એકે ધરતી પર નથી. એનો સ્પર્શ થાય તો સાત પેઢી નરકમાં જાય એવો એ છે."

"એમ! પણ જુઓ તો ખરાં. દેખાય છે કેવો?"

મુંજ ધીમેધીમે મહેલના નીચલા ચોગાન પર આવી લાગ્યો.

"માણસ જેવો–" મૃણાલવતીએ સખ્તાઈથી કહેવા માંડ્યું, જોવા મોઢું ફેરવ્યું ને બાકીનો શબ્દ અણુબોલ્યો રહી ગયો. તેણે નિશ્ચલ, ઝનુનભર્યાં નયને મુંજને જોવા માંડ્યો.

સૈનિકોની હારથી થઈ રહેલા ચોગાનમાં તે એકલો ઉભો હતો. તેને શરીરે નહોતું પહેરેલા ધોતીઆ શીવાય બીજું વસ્ત્ર, કે વાંસા પાછળ બાંધેલા હાથ પરની બેડીઓ શીવાય બીજું આભૂષણ, છતાં તેને જોતાં બધાં જોઈજ રહેતાં.

ચારે તરફ વીંટાએલા સૈનિકો તેની આગળ માત્ર છોકરાંજ લાગતા; આથી વિજયસેના જાણે તેનીજ શોભા ને કીર્તિ વધારતી હોય એવો ભાસ થતો

તેનું કદ પ્રચંડ હતું, તેનો ઘાટ અપૂર્વ હતો, તેનું મુખ મોહક હતું. તેના લાંબા કાળા વાળ, સુરસરિતાના જલ સમા, તેના શંકરશા વિશાલ ખભા પર પથરાઈ રહી, મુખના તેજને ભભકભર્યું બનાવતા; ડંખ ભરવા પાછળ ખેંચેલી ફણિધરની ફણાની માફક તેની ભરેલી, લાંબી ડોક, અને પાછળ નાંખેલું માથું ગર્વ અને બેપરવાઈથી જગતનો તિરસ્કાર કરતાં હોય એમ લાગતું હતું; પાછળ સંકડાએલા હાથને લીધે, આગળ આવેલા વિશાલ છાતીના સંગેમરમરના ચોરસાં જેવાં સ્પષ્ટ, સ્નાયુવાળા વિભાગો દેવી વક્ષઃસ્થળની ગરજ સારી, તેની દુર્ધર્ષતા અને પ્રતાપ દાખવી, દુનીઆને હસતા હોય તેમ દેખાતું-

હતું; અને ઘાટીલી પાની પર રચેલા, ધરણી ધ્રુજાવતા એ પગો સ્તંભની માફક કમરના મથાળા પર ઉપલા શરીરને ધારી રહ્યા હતા.

શરીર પરથી આટલું બળ દેખાતું હતું છતાં, માત્ર સ્નાયુઓની સમૃદ્ધિમાંજ તેની અપૂર્વતા સમાઈ જતી નહોતી. તે શરીર જીવંત માણસનું નહોતું–શારીરિક અપૂર્વતાનું સ્વપ્નું હોય એમ લાગતું; અને અંગેઅંગમાંથી દિવ્યતા ઝરતી.

ધીમેધીમે તે ડગ ધરતો–કોઈ મત્ત ગજેંદ્રની માફક, તેમાં નહોતો ક્ષોભ કે નહોતી ખિન્નતા. મૃણાલે ઝનુનભરી આંખે, એક સચોટ નજરથી આ બધું જોયું,–પારખ્યું અને તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. મુંજના વ્યક્તિત્વમાંથી ઝરતા પ્રતાપને લીધે પોતે અધમ હોય, તેના ભાઈની રાજ્યસત્તા ક્ષુદ્ર હોય, આ વિજય ખરું જોતાં મુંજનોજ હોય એવો કૈં ખ્યાલ તેને આવ્યો. બળતા અંગાર સમી આંખો તેણે સ્થિર કરી, હોઠ દૃઢ કર્યા; અને આ ખ્યાલને હસી કાઢી તેણે જોયાંજ કર્યું.

રાજમહેલની અટારી આગળ સ્વારી જરા થોભી. મૃણાલ જ્યાં ઉભી હતી તેની નીચેજ એક પગ આગળ રાખી, આખી સેનાને માત્ર દૃષ્ટિપાતેજ અધમતાનો અનુભવ કરાવતો તે, સ્વારી આગળ ચાલવાની વાટ જોતો ઉભો રહ્યો.

"બા!" વિલાસથી ન રહેવાયું "કેવો અદ્દભુત પુરુષ છે!"

વિલાસના ધીમે બોલેલા શબ્દો પણ નીચે સુધી સંભળાયા; અને આંખ પર આવેલા કેશો, માથું ઉછાળી પાછા નાંખી મુંજે ઉંચું જોયું. –ઉંચું જોઈ, અટારીમાં ઉભેલી રમણીઓ તરફ નજર નાંખી. એક એક સ્ત્રી સ્તબ્ધ થઈ ગઈ; કેટલીકોએ ગભરાટમાં છજાના કઠેરા પર કે પાછલી ભીંત પર હાથ મુકયો.

મુંજે એક સર્વગ્રાહી નજર વિલાસ પર નાંખી; પછી વારાફરતી દરેક સુંદરી પર નાંખી; અને આખરે મૃણાલ પર ઠેરવી–અને તે હસ્યો. એકાએક નિર્મલ આકાશમાં રવિ ઉગે તેમ મુંજનું સુંદર મુખ જોઇ, મૃણાલ બધું ભુલી ગઇ–માત્ર જોઇજ રહી. તેને માત્ર એટલુંજ ભાન રહ્યું કે તે મુખ પર એક રેખા અધુરી નહોતી, એક ભાવનો અભાવ નહોતો. વિશાલ ભાલની સ્ફટિકશી નિર્મલતા; મોટી તેજસ્વી આંખોમાંથી ઝરતી મધુરતા; સુંદર લોભાવે એવા હોઠોએ હાસ્ય કરી છોડેલી શર સમી સ્નેહભરી મોહકતા; વદન પર હાસ્યમાં સ્પષ્ટ દેખાતો વિજય–આટલુંજ તેણે જોયું. તે દિવ્ય મુખમાં કાવ્યની મીઠાશ હતી; તે હાસ્યમાં પુષ્પધન્વાનું સચોટ શરસંધાન હતું. સ્ત્રીઓ ઘેલી થઇ ગઇ. મૃણાલ પલવાર–એકજ પલવાર સ્તબ્ધ બની રહી.

સ્વારી ચાલી. મુંજે ફરીથી ઉચું જોયું, એક હાસ્યબાણ છોડયુ અને આગળ ચાલવા માંડયું. કોઇએ તૈલપરાજ જોયો નહીં, કોઇએ મહાસામંત તરફ નજર ન કરી,–બધાંએ નીચાં વળી દૂર ને દૂર જતા પૃથિવી–વલ્લભની પીઠ તરફ જોયા કર્યું.

મૃણાલ બધાંથી પહેલી સ્વસ્થ બની ઉભી થઇ; અને બધાંનાં હૈયાં પાછાં આવ્યાં. બધી સ્ત્રીઓ મૃણાલનો ધાક ભુલી મુંજનાં વખાણ કરવા લાગી. ગમે તે કારણે પણ મૃણાલના મોં પર ભયંકર સખ્તાઇ વ્યાપી રહી હતી.

"બા!" લક્ષ્મીએ કહ્યું. "મહાસામંત કહેતા હતા તે વાત તો ખરી. ખરેખરો પૃથિવી–વલ્લભ છે.'

મૃણાલે તેની સામે એક પલવાર સ્થિર નયને જોયા કર્યું.

"લક્ષ્મી! ખરેખરો પૃથિવી–વલ્લભ તો તૈલપરાજ છે." સખત અવાજે તેણે કહ્યું.

"પણ શું રૂપ છે!" વિલાસે ટહુકો કર્યો.

એકદમ ગુસ્સામાં મૃણાલે પાસે આવી વિલાસનો કાન મરડી નાંખ્યો. "જરા વારમાં બધું વીસરી ગઇ! હું નહોતી કહેતી કે આવી જગ્યાએ બાલકોને ન લાવવાં જોઇએ. જરા રૂપ જોયું કે આમ ગાંડાં થશો તો તમારું થશે શું? જુઓ! મને કેમ કૈ નથી થતુ? જાઓ, તમારામાંનાં જેને મનમાં આનંદનો ઉમળકો પણ આવ્યો હોય તે જાઓ ને પ્રાયશ્ચિત્ત શરુ કરો." સિંહણની ગર્જના પુરી થઇ; અને ગભરાએલી હરિણીઓ ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૫ મું



### વરદાન

મૃણાલ ત્યાંથી દૃઢતાથી ચાલી ગઇ. તેને અત્યારે પોતાની વૈરાગ્ય-બુદ્ધિની પૂર્ણતાનો ખ્યાલ આવ્યો: માણસમાં રૂપ તો હતું—સાધારણ માણસ ગાંડું પણ થાય; પણ પોતે કેવી તેવી ને તેવી સ્વસ્થ અને સાત્ત્વિક રહી હતી.

“ તું શા સારુ સ્તબ્ધ બની જોઇ રહી ? ” અંતરમાંથી અણધારેલો પ્રશ્ન ઉભો થયો.

“ હું ! ” તેણે વિસ્મય થઇ પોતાના અંતરને મનમાં જવાબ આપ્યો. “હું તો માત્ર મારા ભાઇના દુશ્મનને જોતી હતી. મારે શું ? મારા હૃદયમાં ક્યાં વિકાર થયો છે ? હું તો માત્ર એટલુંજ જોતી હતી કે માણસ અધમતાને ઉડાણે પહોંચ્યા પછી કેવો લાગે ? સ્તબ્ધ ! હું સ્તબ્ધ ! એ તો માત્ર એકાગ્રતા. વિવેકબુદ્ધિ ભ્રષ્ટ થાય તો માણસ સ્તબ્ધ બને” એમ કહી પોતાની પૂર્ણતાના ગર્વમાં તે મલકાઇ રહી.

ડંકાના ગગડાટથી તેને લાગ્યું કે સ્વારી ઉતરી, એટલે ધીમેધીમે તે રાજમહેલના દરવાજા તરફ ગઇ. આવા અપ્રતિમ વિજયથી તેના મનમાં ઉદ્દભવેલી હોંસ હવે જતી રહી હતી; અને તેના હૃદયમાં

કેંક સ્વસ્થતા આવી હોય એમ તેને લાગ્યું. તેને સંતોષ થયો: આ તેના વૈરાગ્યની નિશ્ચલતા! શું હૃદયમાં અસ્પષ્ટ ખિન્નતા કે ચણચણાટ લાગતો હતો? તેણે એ વિચારજ હસી કાઢયો. ત્રીસ વર્ષના અભ્યાસે નિર્વિકાર થએલા તેના હૃદયમાં ખિન્નતા કે ચણચણાટ?

દરવાજા આગળ તે જઇ પહોંચી એટલે ત્યાં ભરાએલી રાજ્યપુરુષોની ઠઠમાં શાંતિ પ્રસરી રહી. બધા મુગા બની તેલંગણની ભાગ્યવિધાત્રીની સ્વસ્થ, સખત અને સાદી પણ ભયંકર મૂર્તિ તરફ જોઇ રહ્યા. તેની આંખની પલક, તેના મોં પરનો ભાવ એ તેમને મન ઇશ્વરેચ્છા પારખવાનાં સાધનો હતાં.

તે આવી. સ્વારી ઉતરવાની વિધિ પુરી કરી આવેલા તૈલપરાજે તેને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યાં, અને તેના ચરણની રજ પોતાના માથા પર મુકી.

તૈલપનુ રૂપ, તેનો ઘાટ મૃણાલના જેવાંજ હતાં. માત્ર મુખ પર શીતળાનાં કદરૂપાં ચિન્હો નહોતાં; શરીરરેખાઓ મરદની-સ્પષ્ટ ને મૃદુતા વિનાની હતી; આંખો જરા નાની અને ઉંડી હતી. મૃણાલના મોં પર સખ્તાઇ હતી; તૈલપના મુખ પર ક્રૂરતા હતી.

તૈલપ કઠોર હૃદયનો, ગણત્રીબાજ અને પહોંચેલો હતો. મૃણાલે આપેલી કેલવણીને પ્રતાપે તેનામાં આર્દ્રતાનો અંશ માત્ર પણ રહ્યો નહોતો, માત્ર જેણે માના ભાવથી તેને ઉછેર્યો, પિતાની પ્રીતિથી કેળવ્યો, અને અધિષ્ઠાત્રી દેવી બની ચક્રવર્તી બનાવ્યો તે બહેનને માટે તેને અથાગ પ્રેમ અને અનહદ માન હતાં, તેની બુદ્ધિ અને પવિત્રતામાં અડગ શ્રદ્ધા હતી.

પ્રણામ કરી રહેલા તૈલપને ઉઠાડતાં મૃણાલે કહ્યું:

"રણરંગભીમ! સો શરદો જીવજે અને પૃથિવીવલ્લભ-ખરેખરો-થજે."

"તમારી આશિષ્" કહી તૈલપ ઉભો થયો અને પાછળ ઉભેલા ભીલ્લમરાજ તરફ ફર્યો. "આ! મહાસામંતને પણ આશીર્વાદ દો; આજે એમનેજ પ્રતાપે હું છટ્યો. અને મુજ પકડાયો."

મૃણાલ જરા હસી.

"ભીલ્લમરાજે તે વાત તો ક્યારની કહી. એમને તો મારા સદાએ આશિર્વાદજ છે–કે ઘણું જીવે ને તૈલપરાજના સામંતોમાં પ્રથમ સ્થાન ભોગવે."

ભીલ્લમ હોઠ કરડી નીચો વળી પગે લાગ્યો.

"ચાલ ભાઇ! હવે બખ્તર કાઢી સ્વસ્થ થા" કહી મૃણાલે તૈલપને સાથે લીધો. તૈલપે પાછા ફરી કહ્યું: "ભીલ્લમરાજ! તમે પણ ચાલો. જરા કામ છે."

ભાઇ બહેન આગળ અને સામંત પાછળ એમ ત્રણે જણાં મુગાં-મુગાં અંતઃપુરમાં ગયાં; અને લોકો ધીમેધીમે વીખરાઇ ગયા.

અંદરના ખંડમાં નીચે મોઢે, માત્ર નેત્રોથીજ આનંદ અને ઉત્સાહ દાખવતી જક્કલાદેવી આંખડ વયે પણ નણંદની મર્યાદાથી નવોઢા જેવી, પતિની વાટ જોતી હતી. તૈલપે આવી પોતાના બખ્તરનાં અંગો અને આયુધો એક પછી એક ઉતાર્યાં અને રાણીએ તે લઇ જઇ, મુગે મોઢે પોતાના સ્વામીનો સત્કાર કર્યો.

તૈલપ નિવૃત્ત થયો એટલે મૃણાલ તકીએ બેઠી હતી તેની પાસે આવી બેઠો, અને ભીલ્લમ સામે પગ વાળી બેઠો. જક્કલાએ નણંદ પાસે ત્યાં રહેવાની રજા–આતુર આંખો વડેજ–માંગી, પણ રજા ન મળવાથી તે ચાલી ગઇ.

"બોલો બહેન! હવે આ મુંજનું શું કરીએ?"

મૃણાલ જવાબ આપતા પહેલાં, પલવાર સખ્તાઇથી ભોંય સામે જોઇ રહી, ને પલમાં મુંજનું તે પ્રતાપી, હસતુ મોઢું તેની આંખ આગળ આવ્યું.

"એને!" દાંત પીસી મૃણાલે કહ્યું, "એને—પાપાચારીને સખ્તમાં સખ્ત શિક્ષા કરવી જોઇએ."

"કાલે એનો વધ કરાવીએ." દૃઢતાથી તૈલપે કહ્યું. તેની ઉંડી, ક્રૂર આંખોમાં વિષ વ્યાપી રહ્યું.

"એ કે સાધારણ દુશ્મન નથી. એણે તને કરવામાં શું બાકી મુક્યા છે? તારા દેશની સ્ત્રીઓને જેણે છોકરે વંઝા કરી મુક્યા છે. તારી પાસે અવંતીમાં અનેક વાર પગ ધોવડાવ્યા છે—તારી અને મારી કીર્તિ કલંકિત કરવા અનેક કાવ્યો રચ્યાં છે ને રચાવ્યાં છે. એને તો રીબાવી રીબાવી મારવો જોઇએ, ત્યારેજ તારુ વેર વળે તેમ છે."

"ત્યારે તેનો શો રસ્તો?" તૈલપે વિચાર કરતાં કહ્યું.

"ભીલ્લમરાજ! તમે શુ ધારો છો?" મૃણાલે પુછ્યુ.

"બા! કેદ કરેલા રાજાનો વધ કરવામાં મને વડાઈ નથી લાગતી. એને રીબાવો જોઇએ તેટલો, પણ એનુ શિર સદા અસ્પર્શ્ય ગણવું જોઇએ."

"મહાસામંત! વધ તે વધ—યુદ્ધમા કે શૂલી પર મને બહુ ફેર દેખાતો નથી." તૈલપરાજે જરા તિરસ્કારથી કહ્યું.

"ના ભાઈ! મહાસામંતની વાત મને યોગ્ય લાગે છે. એનો વધ કરવામા શો ફાયદો? એનું મોટું પહાડ જેવું શરીર ક્ષીણ થઇ જાય, એની આંખો નિસ્તેજ બને, એના મોઢા પરનું હાસ્ય જઈ દીનતા આવે, અને તારી મહેરબાની યાચતાં એની જીભ ઘસાઈ જાય—એના ગર્વ ગળી જાય—ત્યારેજ સોળ સોળ વખત તને ખવડાવેલી હારનો બદલો વળે." જાણે સામાન્ય વાત કરતી હોય એવી શાંતિથી મૃણાલે આ ભયંકર વાક્યો ઉચ્ચાર્યાં.

તૈલપના મોઢા પર સંતોષ પ્રસરી રહ્યો. "ખરી વાત છે બા! પણ એનો ગર્વ ગાળવો સહેલ નથી એમ લોકો કહે છે."

"વાતો, બીજું કં નહીં." તિરસ્કારથી મૃણાલે કહ્યું, "હું જોઇશને કે એનો કેમ ગર્વ રહે છે."

"તમે?" ચકિત થઇ તૈલપે પુછ્યું.

"હા. અવંતી બેઠાંબેઠાં એણે મારે માટે કે ઓછું કર્યું છે, ને ગવાડયુ છે! હવેજ જોઇશ કે એ મોઢામોઢ શુ કહેવાની હીંમત ધરાવે છે. એને ક્યાં પુર્યો છે?"

"રાજમહેલના ભોંયરામાં" તૈલપે કહ્યું.

"ઠીક. હું સાંજના એને મળીશ. પછી બીજાનુ શુ?"

"મેં કાર્તવીર્ય પાસે સામંતોને પુછાવ્યું છે કે મારી ચાકરી તેઓ સ્વીકારવા તૈયાર છે કે નહીં. જે નહીં હશે તેનો કાલે વધ. બાકીના યોદ્ધાઓને પણ કાલેજ પુરા કરાવીશુ."

"ઠીક."

"ભીલ્લમરાજ!" તૈલપે કહ્યું. "બા પણ છે એટલે ઠીક. હવે બોલો. તમારે જે વરદાન જોઇએ તે હાજર છે. આ વખતે તમારી સેવાના બદલો જે વાળું તે ઓછો છે."

"એમાં તો તમારી વડાઇ છે. મહારાજ!" જરા ધીમેધીમે ભીલ્લમે કહ્યું, "મેં જે કેં કર્યું તે કેં બદલા માટે નથી કર્યું."

"મહાસામંત!" મૃણાલે કહ્યું, "વર માંગવો એ તમારો અધિકાર છે."

"બા! હું માગું અને તમને આપવો ન રુચે તો પછી મારું પણ જાય ને તમારું પણ જાય" મહાસામંતે મૃણાલ સામે જોઇને કહ્યું.

"તમારી વિવેકબુદ્ધિમાં ને મહારાજાની ઉદારતામાં મને શ્રદ્ધા છે. તમે કહો છો એવું બનેજ નહીં."

"બોલો!" તૈલપે મીઠું હસીને કહ્યું, "બોલો, ખંચાઓ નહીં. તમારી મૈત્રીથી બીજું કૈ વધારે વહાલું મને નથી."

મહાસામંત થોડી વાર આ ભાઇબહેનની ભયંકર જોડી તરફ જોઇ રહ્યો: અને પછી ધીમેધીમે કહેવા લાગ્યા:

"મહારાજ! મારા હૃદયમાં એકજ ઊર્મિ છે. તે આપ જાણો છો."

"શી?"

"વિલાસનું પાણિગ્રહણ સત્યાશ્રય કુંવર કરે એજ."

મૃણાલ હસી પડી. "અરે શું મહાસામંત! તમે પણ, આ વર માંગવા આટલો વિચાર! એ વર તો ક્યારનો મળી ચુકયો છે."

"પણ મને એમ કે એ લગ્ન જેમ વહેલાં થાય તેમ સારું."

"તે તો મેં નક્કી કર્યું છે." મૃણાલે કહ્યું.

"ક્યારે?"

"આવતે મહીને. મે ક્યારનું મુહૂર્ત પુછી મુક્યું છે. અને હવે તો આ વિજયસમારંભ સાથેજ તે કરી નાખીશું."

"ભીલ્લમરાજ!" હસીને તૈલપે કહ્યું. "કે બીજું માગો. તમે તો મને શરમાવો છો. શું મારી પાસે એવું કૈ નથી કે જે મળ્યે તમે રાચો?"

ભીલ્લમ વિચારમાં પડયો. તૈલપને તે સારી રીતે ઓળખતો હતો. તેને મોટાઇ જોઇતી હતી. વરદાનથી મળતો મહિમા જોઇતો હતો, અને પોતાના જેવાને રીઝવી તેનો અસંતોષ દૂર કરવો હતો. પણ એ સારી રીતે જાણતો હતો કે તેમને ન રુચે એવો વર જો એ માગે તો તેઓ કદી આપે નહીં, અને આપે તો બીજી પલે છીનવી લે. તેને અને લક્ષ્મીદેવીને પોતાને દેશ જવાનું ઘણું મન હતું; પણ ત્યાં જવાની ઇચ્છા દર્શાવાય તે બને એવું નહોતું; એટલે, તે વર માંગી, મેળવવામાં નિષ્ફલ બનવું અને અપમાન વેઠવું તેના કરતાં પરાધીનતાનું દુઃખ વેઠવું તે એને ડહાપણભરેલું લાગ્યું. એકદમ એને એક

વાત યાદ આવી. જે પલે તે મુંજને પાડી તેના પર ચઢી બેઠો, અને બળજોરીથી તેનાં શસ્ત્રો લઇ લીધાં તે પલે મુંજે તેના કાનમાં કહેલા શબ્દો તેને યાદ આવ્યા. "ભીલ્લમ!" તેણે કહ્યું હતું "મારું ભલે ગમે તે થાય, પણ મારા કવિઓને સંભાળજે." તે શબ્દો વિજયના ઉત્સાહમાં તે વીસરી ગયો હતો; અત્યારે તે યાદ આવ્યા.

તેના અંતરમાં મુજ માટે માન પ્રગટયું હારી જતી પલે, યમરાજના આજ્ઞાને મગજ ગાંડું થઇ જાય તે વખતે પણ આ પુરુષ પોતાના મિત્રોને વીસરી નહીં ગયો. કયાં તે પૃથિવી-વલ્લભ ને કયાં આ તેનો વિજેતા! ભીલ્લમને આ વિચાર આવતાં તે દૃઢતાથી બોલ્યો:

"મહારાજ! આપના રાજ્યમાં મારે શી ખોટ છે? પણ એક વસ્તુની યાચના કરું-જો આપની રજા હોય તો."

"શું છે? કહી નાંખો." મૃણાલે જરા તીક્ષ્ણતાથી ભીલ્લમ સામે જોઇ કહ્યું.

"માલવાના કવિઓને જીવતા જવા દો." ઉતાવળથી ભીલ્લમે કહી નાખ્યું.

તૈલપ હસ્યો. મૃણાલનાં ભવાં સંકોચાયાં.

"માગી માગીને આ માગ્યું!" તિરસ્કારથી મૃણાલે કહ્યું.

"બા! મારા પૂર્વજો કવિગણત્રાતા કહેવાતા. હું તો તેમાંનું કે કરી શકયો નથી. માત્ર આ એક તક મળી છે."

"એવા પાપીઓથી ભૂમિ ભારે મારશો તેમાં તમારું શું વળશે?" મૃણાલે કહ્યું.

"ભીલ્લમરાજ!" રાજાએ કહ્યું "આવા જંતુઓના જીવ બચાવ્યા કરતાં બીજી ઘણી વસ્તુઓ માંગવા જેવી છે."

દૃઢતામાં ભીલ્લમના હોઠ બીડાયા. "મહારાજ! આપને મારી યાચના ન સ્વીકારવી હોય તો આપ માલીક છો. આપે કહ્યું ત્યારે માંગ્યું; નહીં તો હું કે માંગવા નહોતો બેઠો."

"પછી એમને છોડવી શું કરશો?" તૈલપે પુછ્યું.

"આપ કહેશો તે. મારે એમનું કામ નથી."

"ઠીક છે." મૃણાલે કહ્યું "એ બધા પાસે મુંજની અપકીર્તિ ગવડાવીશું."

"તે આપના ધ્યાનમાં આવે તેમ કરજો. મારે તો એ જીવતા રહે એટલે બસ."

"વારુ જાઓ" તૈલપે બહેન તરફ જરા નજર નાંખી કહ્યું "એમને જીવતા જવા દીધા. થયું? પણ છુટા ફરવા દેશો નહીં."

"જેવી આજ્ઞા. મારા મહેલના ભોંયરામાં રાખીશ." ભીલ્લમે જોયું કે હવે વધારે બેસવામાં માલ નથી. "મહારાજ! ત્યારે રજા—"

"હા, જાઓ. સભામાં આવી પહોંચજો."

"જેવી આજ્ઞા." કહી ભીલ્લમે રજા લીધી.

"ભાઇ!" મૃણાલે કહ્યું "મને આ માણસમાં વિશ્વાસ બેસતો નથી."

"માણુસ તો નીખાલસ છે. માત્ર એની વૈરી એને જંપીને બેસવા દેતી નથી. તેથી તો મેં એને વર માગવા કહ્યું."

"આ અકલંકચરિત આવ્યો કે શું?" કોઇનાં પગલાં આવતાં સાંભળી મૃણાલે પુછ્યું. તૈલપ માત્ર બારણા તરફ જોઇ રહ્યો.

એક યુવક આવ્યો. તેની ઉંમર વીશ બાવીશ વર્ષની લાગતી, અને તેનું મોં તૈલપના જેવુંજ હતું. તેની સીધી, સશક્ત કાઠી પર અણુમોલું બખ્તર દીપતું, ને માથા પર એક નાનો મુગટ તેના સ્વરૂપવાન્ મુખના ગૌરવમાં વધારો કરતો. તેણે આવી મૃણાલને દંડવત્ પ્રણામ કર્યા, અને તૈલપને નમસ્કાર કરી તે પગ વાળી હાથ જોડી બેઠો.

"બેટા સત્યાશ્રય! શું કર્યું?"

"પિતાજી!" ગંભીર અવાજે કુંવરે કહ્યું "મહેલના ભોંયરામાં હાલ તો મુંજને નાખ્યો છે, ને ભીમરસ સામંતને ત્યાં ચોકી કરવા રાખ્યા છે–"

"ઠીક કર્યું."

"—ને એક લાકડાનું પાંજરું બનાવવાનો હુકમ આપ્યો છે."

"શાબાશ" તૈલપે કહ્યું "સત્યાશ્રય! તારાં લગ્ન નક્કી કર્યાં છે."

"જી."

"આ ઉત્સવમાં તે પણ ઉત્સવ શોભશે." મૃણાલે કહ્યું "જા. હવે તું જઇ નિવૃત્ત થા."

"જેવી આજ્ઞા" કહી તે ઊઠ્યો.

"પણ જો. પછી વિલાસવતીને મળી આવજે."

"જી" કહી સત્યાશ્રય કુંવરે ત્યાંથી રજા લીધી.

# પ્રકરણ ૬ ઠું

## રસનિધિ

રાજાએ વચન આપતાં આપ્યું તો ખરું પણ રખે તે પાછું ખેંચી લે એવો ડર ભીલ્લમને લાગ્યો, એટલે તે ત્યાંથી બારોબાર જ્યાં માલવાના કવિઓને કેદમાં પુર્યા હતા ત્યાં ગયો.

જે ભટ્ટરાજ કવિઓની ચોકી કરતો હતો તે રાજાનું વરદાન સાંભળી વિસ્મય થયો, અને તેણે કારાગૃહનું બારણું મહાસામંતને ઉઘાડી આપ્યું.

તેને જોઇ ત્યાં બેઠેલા પુરુષોમાં ખળભળાટ થઇ રહ્યો.

" કવિરાજો ! ક્ષમા કરજો." ભીલ્લમરાજે નમ્રતાથી કહ્યું. "મારા આતિથ્યનો સત્કાર કરો. એવી પ્રાર્થના કરવા હું આવ્યો છું."

એક સુકુમાર, નીચો અને સ્વરૂપવાન્ યુવક ઉભો થઇ સામે આવ્યો, અને હસીને પુછ્યું:

" કોણ તમે યમરાજ છો ?"

ભીલ્લમ આ પુરુષની કાંતિ જોઇ રહ્યો.

" હું ?—ના. કેમ ?"

" શુષ્ક મૃણાલવતીના ગામમાં યમરાજ શીવાય અમારો કોણ અતિથિસત્કાર કરે ?" એક બીજો આવી બોલ્યો.

"ધનંજય!" પેલા યુવકે કહ્યું, "આ યમરાજ પોતે નથી; તેના દૂતોમાં શ્રેષ્ઠ એવો સ્યૂનદેશનો નરાધિપ છે."

ભીલ્લમ હસ્યો: "ના. હું માત્ર મહાસામંત છું, હું યમદૂત નથી;—પણ તમને આ જીવતા નરકમાંથી બચાવવા આવ્યો છું."

ધનંજયે* કહ્યું: "પૃથિવી-વલ્લભ વિનાની નિસ્તેજ પૃથ્વીમાં કે જવા જેવું નહીં રહ્યું હોય."

"ના! મહારાજે તમને જીવિતદાન આપ્યું છે. તમે બધા મારે ત્યાં પધારો."

આ સાંભળી બધા ચકિત થઇ ગયા, અને હોંસમાં આવી, ઉભા થઇ, ભીલ્લમને વીંટાઇ વળ્યા.

"તમારું નામ તો ધનંજય?"—

"હા."

"ને તમારું?' પેલા સ્વરૂપવાન્ યુવક તરફ ફરી મહાસામંતે પુછ્યું.

"મારું?" જરા ખંચાઇ પેલા યુવકે કહ્યું.

"એનું નામ રસનિધિ" ધનંજયે ઉમેર્યું "ને આ પદ્મગુપ્ત.—"

"હા. મારું નામ રસનિધિ" કહી રસનિધિ ભીલ્લમ સાથે ચાલ્યો, અને બધા તેની પાછળ ચાલ્યા.

રસ્તે ચાલતાં ભીલ્લમે ધ્યાનપૂર્વક જોયું. રસનિધિની સુકુમારતાના પ્રમાણમાં તેનું શરીર ઘણું મજબુત લાગતું, અને શૂરવીરોનાં શરીરો પારખવાની ટેવ હોવાથી મહાસામંતને લાગ્યું કે આ પુરુષ બખ્તરમાં સારો શોભે. તે પોતાના વિચારથી મનમાં હસ્યો. "આ બીચારાને બખ્તરમાં, ને યુદ્ધમાં કૌશલ્ય શું?'

* 'દશરૂપ'નો કર્તા.

મુગે મોઢે મહાસામંત રાજમહેલની પાસેજ આવેલા પોતાના મહેલમાં આવ્યો અને પોતાના પરિચરોને આ કવિરાજોનું આતિથ્ય કરવાનો હુકમ કર્યો.

"કવિરાજ!" ધનંજય તરફ ફરી ભીલમે કહ્યું "આપને એક તસ્દી આપવાની છે."

"મને? શી?" ધનંજયે પુછ્યું.

"મારી સ્ત્રી ને પુત્રીએ ઘણા વખતથી કવિરાજોનાં દર્શન કર્યાં નથી. આપ મારી સાથે આવશો?"

"જે દેશમાં કવિઓ દુર્લભ હોય ત્યાં સ્વરૂપમાંથી સૌંદર્ય જાય, રાજામાંથી ટેક જાય, અને સ્ત્રીઓમાંથી આર્દ્રતા જાય એમાં શી નવાઇ!" રસનિધિએ તિરસ્કારથી કહ્યુ.

"કવિરાજ! આપ આવશો?"

"હું?" ફરીથી ખંચાઇ રસનિધિએ પુછ્યુ.

"હા. શી હરકત છે?"

ધનંજયે ધ્યાનથી રસનિધિ તરફ જોયુ.

"રસનિધિ! હા, તું પણ ચાલ. ચાલો સ્મનરાજ!' કહી તે અને રસનિધિ ભીલમરાજની સાથે અંતઃપુરમાં ગયા.

ભીલમરાજે તેના પૂર્વજોનું બીરુદ 'કવિકુલત્રાતા' આજે રાખ્યું હતું; અને ઘણે દિવસે આવા સંસ્કારી પુરુષોની સોબત તેને મળી હતી. આથી તેનું હૈયું આનંદ અને ગર્વથી મલકાતું હતુ.

લક્ષ્મીદેવી હજુ રાજમહેલથી આવ્યાં નહોતાં, અને વિલાસ શંકરના મંદિરમાં હતી. ભીલમે એક માણસને વિલાસને તેડવા મોકલ્યો, અને પોતે ધનંજય ને રસનિધિને લઇ પાછલ આવેલી વાડીમાં એક વિશાલ પીપળાના થાળા પર જઇ વાત કરવા લાગ્યો.

"બાપુ!—" થોડી વારે વિલાસનો અવાજ આવ્યો.

"કોણ વિલાસ! બેટા!"

વિલાસ પાસે આવી એટલે મહાસામંતે કહ્યું: "આમ આવ. તારે કવિઓ જોવા હતાને? લે આ રહ્યા."

વિલાસે બે કવિઓ તરફ જોયું, અને જરા ગભરાઇને ઉભી રહી.

"આ કવિરાજ ધનંજય. એમની ખ્યાતિ તો મારા સ્વનદેશ સુધી પણ આવી હતી."

વિલાસે નીચી વળી નમસ્કાર કર્યા.

"પુત્રી! રાઘવ સમા નરેશની અર્ધાંગના થઇ, સૂર્ય સરખા તેજસ્વી પુત્રોની માતા થજે" આડંબરથી ધનંજયે કહ્યું.

"આ કવિવર રસનિધિ."

શરમથી અડધું નીચું જોતા, જિજ્ઞાસામા અડધી ઉચી આંખો રાખી વિલાસે રસનિધિ પર નજર ઠારી. વિલાસને તેનુ મુખ કે વિચિત્ર લાગ્યુ: એ વિચિત્રતા શી હતી, એની તેના પર શી અસર થઇ તેની તેને ખબર પડી નહીં.

"ભગવનિ! હું શું આશીર્વાદ આપુ?" રસનિધિએ હસીને પુછ્યું, "સુધાનાથને વરજો ને સુધા ચાખી, અનેરા આનંદો અનુભવજો."

વિલાસવતીને કૈં આશીર્વાદનો અર્થ સ્પષ્ટ સમજાયો નહીં: પણ મહાસામત ખડખડ હસી પડયો.

"કવિરાજ! આ અવંતી ન હોય."

"હાસ્તો. નહીં તો હું આવી સ્થિતિમાં હોઉં?"

"અમારે ત્યાં તો સુધાનાથ સુકાઇ ગયા છે. ને આનંદ અનુભવવો એ તો પાપની પરિસીમા છે."

"હેં!"

"મૃણાલબાનો વૈરાગ્ય તમે જોયો નથી. અને આ વિલાસ પણ શું? એણે પણ અત્યારથી તપશ્ચર્યા શરુ કરી છે."

"શા માટે?" ધનંજયે પુછ્યું.

"કવિરાજ! તેલંગણની ખુબીઓ ન્યારી છે."

"પણ આટલી કન્યાને એ શું!"

"વિલાસનું લગ્ન સત્યાશ્રય કુંવર જોડે થવાનું છે. એને માન્યખેટ-ના ગાદીપતિની પટ્ટરાણીને લાયક કેલવણી જોઈએને?" જરા અસ્પષ્ટ કટાક્ષમયતાથી ભીલ્લમે કહ્યું: "કેમ ખરું કેની વિલાસ?"

વિલાસ હસી: અને કવિઓ દયાથી તેની સામે જોઇ રહ્યા.

"એટલે હૃદયનાં ઝરણાં સુકાય ત્યારે પટ્ટરાણીની પદવી પમાય?" ધનંજયે પુછ્યું.

"અમારાં મૃણાલબાની એવી માન્યતા છે. બેનની વિલાસ! આવ. હું આ બધા કવિઓને છોડવી લાવ્યો, હવે એ આપણે ત્યા રહેશે." વિલાસ આવી ભીલ્લમ પાસે ઉભી રહી, અને મુગે મોઢે ત્રણે જણ સામે જોઇ રહી

તેને એક અપરિચિત અનુભવ થતો હતો. આ લોકોનો પહેરવેશ વિચિત્ર હતો: તેમની રીતભાત સ્વચ્છંદી, ટાહાપ વિનાની હતી: તેમની વાતચીતમા ગાંભીર્ય અને સંયમ—જે ગુણોની તેને ભક્ત બનાવવામાં આવી હતી તેનો અભાવ હતો: તેમના મોં પર સખ્તાઇ કે કઠ્ઠાપણનો અંશ નહોતો અને આ બધાને લીધે તેને વાતાવરણ કે અસ્વાભાવિક લાગ્યુ; અને તેથી તેના હૃદયમાં કે આઘાત થતો હોય, દુઃખ થતું હોય તેમ લાગ્યુ—પણ આઘાત અને દુઃખ એવાં આકર્ષક લાગ્યાં કે ત્યાંથી જવાનું મન થયુ નહીં.

"ત્યારે તમારે ત્યાંથી કવિઓને દેશનીકાલ કરવામાં આવ્યા છે એ વાત ખરી?" રસનિધિએ પુછ્યુ "મે તો ગપ ધારી હતી."

"અમારે ત્યાં જે ન થાય તે ખરું." ભીલ્લમે કહ્યું.

"તમારે ત્યાં કવિતા નહીં, રસ નહીં, આનંદ નહીં.—પછી શુ રહ્યું?"

"બોલ વિલાસ! જવાબ દે."

ધીમેથી ઉચું જોઇ તેણે રસનિધિની સામે જોયું અને કહ્યું: "ત્યાગ—શાંતિ."

"કેટલા માણસોએ ખરેખરાં ત્યાગ ને શાંતિ અનુભવ્યાં છે?"

"અમે તો બધા દેવો છીએ." ભીલ્લમે હસતાં હસતાં કહ્યું.

"દેવો પણ આનંદની મૂર્તિઓ છે; તમે તો પાષાણ થવા મથો છો."

"અત્યારે દેવી હોય તો તેને આ તમારી વાતમાં બહુ રસ પડે."

"બીજું બધું ચંચલ છે–નિશ્ચલ માત્ર એક શાંતિ." પોપટની માફક વિલાસે સૂત્ર કહ્યું.

"ના તે પણ ચળે એવી છે; નિશ્ચલ માત્ર આનંદ."

વિલાસ જરા તિરસ્કારપૂર્વક હસી.

"શાંતિ વિના આનંદ કેમ આવે?"

"સુખના અનુભવથી."

"તે તો ક્ષણિક"

"કોણે કહ્યું? રસિકતા હોય તો શાશ્વત સુખ મળે."

"દેવી હજુ કેમ નથી આવ્યાં! લાવ હું માણસને મોકલું" કહી વાતમાં ઝાઝો રસ નહીં પડવાથી મહાસામંત ઉઠ્યા. "તમે વાત કરો. હું આ આવ્યો." કહી ભીલ્લમ ઉઠ્યો.

ભીલ્લમ ઉઠ્યો એટલે ધનંજયે પાસે આવેલા સંરવરીઆ તરફ નજર કરી ઉઠવા માંડ્યું.

# પ્રકરણ ૭ મું

## રસિકતા

"રસિકતા શું?" વિલાસે પૂછ્યું.

રસનિધિએ આંખો ફાડી "તમને ખબર નથી?"

"ના"

"તમે કાવ્ય સાંભળ્યાં છે?"

વિલાસ હસી "તમારા ભર્તૃહરિનું વૈરાગ્યશતક સાંભળ્યું છે."

"શૃંગારશતક સાંભળ્યુ છે?"

વિલાસે સખ્તાઈથી ઊંચું જોયું "એ તો પાપાચારી માટે."

રસનિધિ હસ્યો "કે નાટક જોયુ છે?"

"છેક નાની હતી ત્યારે સ્વૃતદેશમાં જોયું હતુ. પણ યાદ નથી."

"ચંદ્રની જ્યોત્સ્નામાં પડ્યાં પડ્યા કોઈ દિવસ ગાયું છે?"

"ના. ચંદ્રના તેજમાં ફરવું મારે ત્યાજ્ય છે."

રસનિધિ ગાંભીર્યથી તેની સામે જોઈ રહ્યો.

"ત્યારે તમને રસિકતાનુ ક્યાંથી ભાન હોય? તમારી પાસે આ બધું કોણ કરાવે છે?"

"હું મારી મેળે કરુ છું–મૃણાલ મા માત્ર સૂચના કરે છે."

"એ બધુ કરવાનું શું કારણ?"

"ત્યાગવૃત્તિ કેળવવા."

"એમ કેમ કહેવાય? તમે શું ત્યાગ કરો છો તેનું તો તમને ભાન નથી."

વિલાસ વિચારમાં પડી. "ના. છે. મને મૃણાલબા કહે છે."

"માત્ર મોઢાની વાતો–અનુભવની નહીં."

"કલંકિત કરે એવી વસ્તુનો અનુભવ—"

"કલંકિત શી વસ્તુ કરે?" રસનિધિએ જુસ્સામાં પૂછ્યું "જો કાવ્ય કલંકિત કરે, રસ કલંકિત કરે, જ્યોત્સ્નાનું અમૃત કલંકિત કરે—કાલે કહેશો કે પ્રેમ કલંકિત કરે–ના એ કલંકિત જીવન શું ખોટું?"

"મારે નિષ્કલંક થવું છે" જરાક સખ્તાઈથી વિલાસ બોલી અને ઉઠી.

રસનિધિ મુંગો રહ્યો. થોડી વારે તેણે કહ્યું:

"ત્યારે તમને મારા જેવા તો કલંકિત લાગતા હશે?"

"ભોળાનાથ તમને સદ્‌બુદ્ધિ આપશે."

રસનિધિ ગુંચવાઈને ઉભો રહ્યો.

"રસિકતા અનુભવવાનું તમને કદી મનજ થયું નથી?"

"મને?" વિચારમાં પડી વિલાસે કહ્યું "એ વસ્તુનો પુરો ખ્યાલજ નથી."

"ખ્યાલ લાવવાનું મન પણ થતું નથી!"

"પાપ કરવાનું મન ન થાય એમાં ખોટું શું!"

"વિલાસવતી!" રસનિધિએ માયાળુપણાથી તેની સામે જોતાં કહ્યું, "રસિક થવું, રસિકતા અનુભવવી એમાંજ હું તો મોક્ષ માનું છું."

"ના. ના. ના"–કાને હાથ દઈ, હસી વિલાસ બોલી. તેના હાસ્યમાં કંઈ જુદોજ ભાવ લાગતો. "લો. આ બા આવી" કહી તે દૂરથી આવતાં બીલ્લમ અને લક્ષ્મીદેવી તરફ ફરી.

બંને જણુ મુગાં મુગાં આગળ વધ્યાં અને રસનિધિએ લક્ષ્મીદેવીને પ્રણામ કર્યા.

"કવિરાજ! અમારાં આંગણાં આજ કેટલે વર્ષે પાવન થયાં" લક્ષ્મીદેવીએ પોતાના પતિ તરફ એક તિરસ્કારની નજર નાંખી કહ્યું.

"બા! મે ધાર્યું નહોતું કે આ શુષ્ક દેશમાં અમારું આટલું સન્માન થશે. ધનંજય! આ દેવી આવ્યાં." રસનિધિએ બુમ મારી; અને કમલપત્રો પર નજર ઠારી રહેલો ધનંજય આ તરફ આવ્યો.

"ભાઇ! આ ઘર તમારું છે." રાષ્ટ્રકૂટ રાજાઓના પેઢીધર ચાલી આવેલા સંસ્કાર દાખવતાં લક્ષ્મીદેવીએ ગૌરવથી કહ્યું. તેની કહેવાની રીત રાજવંશને શોભાવે એવી હતી. "માત્ર મારી એકજ પ્રાર્થના છે.'

"શી?" ધનંજય આવી લાગ્યો હતો તેણે કહ્યું.

"અમારા પર મહેરબાની કરી આપના વિનોદની વાત બહાર ન જાય તે જોજો. નહીં તો આપનો સમાગમ ઘણો ટુંકો થઇ જશે."

"દેવી!" ભીલ્લમે કહ્યું "આ શું કહો છો?"

"ખરેખરું. આવા મેમાનો જેમ વધારે રહે તેમ સારું. પછી નહીં તો ક્યાં મળવાના હતા?" લક્ષ્મીના અવાજમાં કડવાશ હતી.

ભીલ્લમ મુગો રહ્યો; રસનિધિ ધ્યાનથી સાંભળી રહ્યો. "વિલાસ! આ કવિઓ જોયા?"

"હા" નીચે મોઢે હસતાં વિલાસે કહ્યું.

"કવિરાજ! ચાલો ઘરમાં. હવે મધ્યાન્હ થશે."

"જેવી આજ્ઞા."

"વિલાસ! તું ક્યાં જશે?" લક્ષ્મીદેવીએ પુછ્યું.

"મારે હજુ જપ કરવો છે."

"વારુ! કવિરાજ! બધા કવિઓમાં શિરોમણિ કોણ?" ભીલ્લમે પુછ્યુ.

ધનંજયે જરા વિચાર કર્યો અને આંખો નચાવી કહ્યું: "મહારાજ! સ્યૂનદેશનો અધિપ ભીલ્લમ!—"

બધાં હસ્યાં.

"હું !—"

"—માત્ર જેના શબ્દો સાંભળી સમસ્ત કવિમંડલોને જીભે સરસ્વતી બીરાજે છે એવા રસેશ્વર ગણાતા મુંજરાજને પણ જેણે મહાત કર્યા તે."

બાલ્લમ ગર્વથી હસ્યો. આ વખાણ ખોટાં હતાં તો પણ તેનું હૃદય હરખાયું; પણ તેની સ્ત્રી આ હર્ષ ઝાઝો વાર ટકવા દે એવી નહોતી.

"કવિરાજ ! ત્યારે એમ કહોને કે મોટામાં મોટાં કવિ તો મૃણાલબા."

"કેમ ?"

"તમારા સ્યુનરાજને મન પૂજ્ય જોઇએ તો તૈલપરાજ, અને તેના ગર્વ ગાળનાર મૃણાલબા."

બાલ્લમના મોં પર રતાશ આવી; તેની આંખ જરા ગુસ્સામાં લક્ષ્મી તરફ ફરી. લક્ષ્મીએ તે જોયું અને વાત ફેરવી.

"કવિરાજ ! તમને વિદર્ભ દેશના ભવભૂતિનાં કાવ્યો આવડે છે ?"

"તમે તેનું નામ ક્યાંથી સાંભળ્યું ?"

"હું નાની હતી ત્યારે મારા પિતાને ત્યાંના કવિઓ તેના ગુણ ગાતા. તેઓ કહેતા કે કલિકાલમા એવો કવિ થયો નથી ને થશે નહીં."

"મારો આ રસનિધિ એનો મોટો ભક્ત છે."

"હેં !"

"હા. એને તેનાં બધાં નાટકો પાઠ છે."

"બા, એ કવિની વાત તો તેં મને કરીજ નહીં ?" વિલાસે પૂછ્યું.

"બેટા !" લક્ષ્મીએ નીસાસો નાંખી કહ્યું "તને કહીને ક્યાં જાઉં?"

વિલાસને સમજ ન પડી. તેને કહેવામાં શું વાંધો ? તે વખતે તે વધારે બોલી નહીં, પણ બધાંને નમસ્કાર કરી ત્યાંથી રાજમહેલના મંદિર તરફ ગઇ.

## પ્રકરણ ૮ મું

### સત્યાશ્રયનું સંવનન

વિલાસ જ્યારે પાછી મંદિરમાં ગઈ ત્યારે પોતે કે અફલાઈ ગએલી હોય એવું એને લાગ્યું: એટલું જ નહીં પણ સૂર્યમાં નવીન તેજ લાગ્યું, ઝાડોમાં કે નવી ખુબીઓ લાગી, અને જપ કરવા બેસતાં જીવ અકળાયો.

તેને ધનંજય ને રસનિધિ કૈં જુદાજ પ્રકારના માણસો લાગ્યા. તેમના હસવામાં સંયમ નહોતો. તેમની વાણીમાં ગાંભીર્ય નહોતું, તેમના શબ્દોમાં દરકાર નહોતી. તેઓ પાપાત્માઓ જેવા સ્વચ્છંદી લાગ્યા: તોપણ તેમની રીતભાતમાં મનને ગમે એવી વિચિત્રતા લાગી. તેની કેળવણી, તેની ચારિત્ર્યની ભાવનાઓ અને તેના વિચારો- આ બધાને શિખરે ચઢેલી તેની નજરને તો તે બંને તુચ્છ, સંયમ-વિહીન, સ્વચ્છંદી લાગ્યા; અને છતાં પણ કે એવું થયા કર્યું કે જાણે તેમની વાતચીત ફરી તે સાંભળે, તેમનાં મુખ ફરી તે જુએ.

કોઈ કોઈ વખત હૃદયમાં લક્ષ્મીદેવી માટે તેને કૈંક લાગણીઓ સ્ફુરતી; અને બહારથી જો કે તે સ્વસ્થ રહેતી, પણ ઘણી વખત તેને મળતાં, તેની વાત સાંભળતાં, તેની પાસે શાબાશી મેળવતાં

તેને કંઈક ન સમજાય એવું, ન કળાય એવું થતું. એવું કંઈક આ લોકોને જોઈને થયું.

તેને રસનિધિ પર દયા આવી. આચારો ગણિકાનાં મોક્ષ માનતો હતો. શો મોહ? શી અંધારી? કેવો સારો માણસ કેવી ભ્રમણામાં સડયા કરતો હતો! છતાં તે દુઃખી દેખાતો નહોતો—તેના હાસ્યમાં, તેના શબ્દોમાં, તેના નેત્રોમાં આનંદ હતો, શાન્તિ હતી. આવી શાંતિ તો જીવનમુક્ત જેવાં મૃણાલબામાં પણ નહોતી. એ શું હશે!

એ રસિકતા શું હશે? રસસૃષ્ટિ તેની જાણબહાર હતી; તેના રંગો તેણે જોયા કે પારખ્યા નહોતા. શું તેથી મોક્ષ મળતો હશે! શાંતિ મળતી હશે?

તેને મુંજ યાદ આવ્યો. મૃણાલબા તેને પાપાચારી કહેતાં હતાં, પણ તે આનંદ ને શાંતિની મૂર્તિ લાગતો હતો. પાપાચારીને શું આવી શાંતિ સંભવે?

તે જપ કરવા બેઠી, પણ કંઈ વળ્યું નહીં. તેના વિચારો રસનિધિ ને ધનંજય તરફ જ વળ્યા કર્યા.

તેને વિચાર આવ્યો કે, મારાં માએ પણ કવિતા સાંભળી હતી તો શા સારુ મને નહીં સંભળાવી? લક્ષ્મીદેવી કંઈ કલંકિત તો હતાં નહીં; છતાં તેમણે કવિઓને સાંભળ્યા હતા. તેમનામાં એવું શું હતું કે જેથી મૃણાલબાએ તેમને દેશપાર કરાવ્યા હતા?

છેલ્લા પ્રશ્નનો જવાબ તેને સહેલો લાગ્યો: આવા સ્વચ્છંદીઓ દેશમાં વસે તો લોકોનું નિયમિત અને શુદ્ધ થઈ રહેલું જીવન ભ્રષ્ટ થઈ જાય.

આવા વિચારો કરતાં તેને લાગ્યું કે તે પોતે પતિત થતી જતી હતી—સંયમના શુદ્ધ વાતાવરણમાંથી સામાન્ય અધમ જીવનની ગુંગળાવે એવી ગલીચી તરફ પોતે જતી હતી. તૈલંગણની સામ્રાજ્ઞી થવાનું,

અકલંકચરિત જેવા શુદ્ધ અને પ્રભાવશાલી વીરની અર્ધાંગના થવાનું, પોતાના ચારિત્ર્યબલે આખા સંસારને શુદ્ધ કરવાનું તેના ભાગ્યમાં લખાયું હતું. તેને આ મુર્ખાઈ શોભે? આ વિચાર આવતાં તેનું મન જપમાં પરોવાયું, અને કવિઓના સમાગમથી ઉદ્ભવેલી ઊર્મિઓ શમી.

તેણે જપ કરવા આંખો મીંચી નહીં એટલામાં તેની નજરે સત્યાશ્રય પડ્યો.

શાંત અને દૃઢ ચાલે ચાલતો, મુખ પર સૌમ્યતા અને નિશ્ચલતા દાખવતો તૈલંગણનો ભાવિ નરપતિ, પિતાનું વચન માથે ચઢાવી પોતાની ભવિષ્યની ભાર્યાને રીઝવવા આવતો હતો. તેના મો પર ઉમળકો નહોતો, તેના ડગલામાં ઉન્માદ નહોતો: તેની મુખમુદ્રા પર માત્ર કર્તવ્યપરાયણતા હતી.

તેને જોઈ વિલાસ શરમાઈ. ગુંચવાડામાં પડી. તેનું પગલે પગલું પૂજ્ય છે એમ તેને મનાવવામાં આવ્યું હતું. તેનો શબ્દેશબ્દ નિર્વાણમંત્ર છે એમ તેને શીખવવામાં આવ્યું હતુ. પોતાના ઈશ્વરને સદેહે આવતો જોઈ તેને હર્ષ થયો; છતાં જાણેઅજાણ્યે રસનિધિ તેની નજર આગળ ખડા થયો-અને તેના હૃદયમાં અસ્પષ્ટ અસંતોષ આવ્યો.

સત્યાશ્રય ને રસનિધિ એ એવા પુરુષો હતા કે એને એક પછી એક જોતાં તેમનાં સ્વરૂપોની ભિન્નતાનો વિચાર આવ્યા વિના રહે નહીં.

સત્યાશ્રય વધારે મજબુત હતો, તેના મુખ પર વધારે ગૌરવ લાગતું; પણ તેના શરીરમાં નહોતી રસનિધિની છટા. તેના ડગમાં નહોતો રસનિધિનો ઉત્સાહ, તેના મો પર નહોતા રસનિધિના આનંદ ને ઉમળકા. કવિને જોતાં આહ્લાદ પ્રસરી રહેતો. રાજકુંવરને જોઈ જોનાર ત્રાસતો. એક સામાનું મન હરતો, બીજો સામાનું મન કબજે કરતો.

વિલાસને ભાન નહોતું કે તેનું હૃદય આવી સરખામણી કરી અસંતોષ અનુભવતું હતું; પણ તેને માત્ર અપરિચિત વિચિત્રતા લાગી.

સત્યાશ્રય કુંવર શંકરનાં દર્શન કરી વિલાસની પાસે આવ્યો ને કોઈ દેવીને નમસ્કાર કરતો હોય તેવી સ્વસ્થતાથી વિલાસને નમસ્કાર કર્યાઃ "વિલાસવતી! નમસ્કાર."

"નમસ્કાર કુંવર! વિજય કરી આવ્યા?" શરમાતાં શરમાતાં વિલાસે કહ્યું.

"હા. ભગવાન્ પિનાકપાણિની કૃપાથી પિતાજીનો વિજય થયો."

"અને માલવરાજનો પરાજય થયો?"

"હા. સત્યનો જય."

"આપ કુશલ છો?" ઠાવકાપણથી વિલાસે પુછ્યું; પણ તરત રસનિધિ જોડે શી છુટથી પોતે વાત કરી હતી તે યાદ આવ્યું.

"હા. આનંદની વાત કહેવા આવ્યો છું."

"શી?"

"પ્રભુકૃપા હશે તો આપણાં લગ્ન હવે થવાનાં."

"હેં!" જરાક ઉમળકાનો અંશ આવતાં વિલાસથી બોલાઈ જવાયું.

"હા." શાંતિથી સત્યાશ્રયે કહ્યું, "પિતાજીની આજ્ઞા છે."

વિલાસે શરમાઈ નીચું જોયુ. થોડી વારે તેણે પુછ્યું: "મૃણાલબા શું કહે છે?"

"તેમણે ક્યારનુંય મુહૂર્ત જોવડાવી રાખ્યું છે."

વિલાસે જવાબ નહીં આપ્યો.

"વિલાસવતી! તમે મૃણાલબાની કસોટીએ બરોબર ઉતર્યાં છો."

"એમ?"

"હા. આહવમલ્લના પુત્રવધૂની પદવી લેવા તમે લાયક થયાં એમ એમને લાગ્યું છે."

"મારું અહોભાગ્ય !"

"ખરું, અને સાથે મારુ પણ."

વિલાસે જવાબ દીધો નહીં.

"ત્યારે હું રજા લઉં ?"

"જેવી ઇચ્છા." વિલાસે કહ્યું.

"જય મહાદેવ ત્યારે" કહી સત્યાશ્રય પોતાનું સંવનન પુરું કરી, આવ્યો હતો તેવીજ સ્વસ્થતાથી પાછો ગયો.

વિલાસને સંવનનનો આવોજ અનુભવ હતો એટલે તેને કંઇ વિચિત્ર લાગ્યું નહીં; પણ કંઈ ન સમજાય એવા કારણથી હૃદય ખિન્ન થવા લાગ્યું. સોળ વર્ષમાં તેના હૃદયે ઘણા ઉમળકાઓ અનુભવ્યા નહોતા, અને સંયમની ટેવ પડી હોવાથી હૃદય એકદમ સ્વસ્થતા છોડતું નહી, એટલે આવી સ્પષ્ટ રીતે ખિન્નતા અનુભવતાં તેને ઘણુંજ વિચિત્ર લાગ્યુ. પણ આજે તેને એટલા બધા વિચિત્ર અનુભવો થયા હતા કે તેણે એ વિચિત્રતા પર વધારે વિચાર કર્યો નહીં.

પણ તેના મનની પાંખડી પોતાના પાસે આવી પહોંચેલા લગ્ન પર ગઇ. લગ્નનો અનુભવ કેવો થતો હશે ? તેને કંઈ એવી ખબર હતી કે નાટક નામનાં કાવ્યોમાં લગ્નની વાત ઘણી આવે છે. ત્યારે તેમાં લોકો કેમ પરણતા હશે ?

કાવ્ય અને કવિ બંનેને તે ત્યાજ્ય ગણતી હતી છતાં જે અનુભવ તે પોતે કરવાની હતી તે બીજાને કેવો લાગ્યો હશે તે જાણવાની જિજ્ઞાસા તેને થઇ આવી. તેણે ઘણુંય પ્રયત્ન કર્યા પણ એ જિજ્ઞાસા ગઇ નહીં; અને આખરે રસનિધિને પુછી માહીતી મેળવવા તેણે નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૯ મું



### પહેલો મેળાપ

મૃણાલવતીના પ્રભાવશાલી સ્વભાવને અપરિચિત એવો ક્ષોભ–માત્ર નામનોજ, અસ્પષ્ટ ક્ષોભ–તેના હૃદયને જરાક અસ્વસ્થ બનાવી રહ્યો. તેની હીંમત, તેનો સંસાર તરફનો વિયોગ, મુંજની અધમતા તરફ તેનો તિરસ્કાર તેવાં ને તેવાંજ રહ્યા–થોડેક અંશે વધ્યાં કહીએ તોપણ ચાલે. છતાં તેલંગણના શત્રુને સામે મોંઢે મળવા જતા તે પોતાની હંમેશની સ્વસ્થતા ખોવા લાગી–એ સ્વસ્થતા જતાં માત્ર પરિણામ એજ આવ્યું કે તેની હીંમત કૃત્રિમ થઇ, તેનો તિરસ્કાર વધારે જુસ્સાભર્યો થયો.

કોઇ બીજા ગજકેદીને મળવા જવાનો વિચાર પણ મૃણાલના મગજમાં આવત નહીં; છતા મુંજને મળવા જવું એ તેને સ્વાભાવિક લાગ્યુ. વર્ષો થયાં મુંજને ખુંદી નાંખવો એ તેની મોટામાં મોટી અભિલાષા હતી; વર્ષો થયાં મુંજની અધમતાનું દૃષ્ટાંત એ તેને પ્રિયમાં પ્રિય હતું. તેને મન તે પોતે સત્યનો અવતાર હતી, અવતીનો નરેશ અસત્યનો અવતાર હતો. આજે સત્યનો વિજયધ્વજ ઉડાવવો એ તેને મહાન્ કર્તવ્ય લાગ્યું. પૃથ્વીના પાપીઓમાં પોતે શ્રેષ્ઠ માનેલા પુરુષને તેની અધમતાનું ભાન કરાવવું એથી બીજી શી વધારે શુદ્ધ અને ધાર્મિક વસ્તુ હોઇ શકે?

મુંજને જાતે મળવા જતાં તેને એક વિચાર આવ્યો. તેને મળવા જવામાં પોતે કોઇ રીતે કલંકિત તો થતી નથી? કલંક કેમ હોય? આવા નરપિશાચને મળવું એમાં પણ કલંક હોય–કેમ નહીં? શું આટલાં વર્ષોની તપશ્ચર્યા એવી નિરર્થક કે પાપી જોડે વાત કરતાં કલંકિત થવાય પોતાના શુદ્ધ હૃદયથી સુરક્ષિત બનેલી તે શા માટે એવો સંશય રાખે?

ધીમેધીમે હોઠ પર હોઠ બીડી, પોતાની શુદ્ધિ ને વૈરાગ્યની મહત્તામાં મગરૂર તે અવંતીના નિરાધાર બની રહેલા નરપતિને તેના કારાગૃહમાં મળવા ગઇ. રખેવાળો મૃણાલબાને જોઇ દીંગ બની ગયા અને ધ્રુજતે હાથે ભોંયરાનાં બારણાં ખોલી આપ્યાં.

ભોંયરું નાનું હતું; અને પશ્ચિમ દિશા તરફના એક બાકોરામાંથી આવતા તડકાને લીધે તેમાં ઉજાસ હતો

મુંજ સુતો હતો. તેણે હાથ માથા નીચે રાખ્યો હતો, અને પગની આંટી વાળી હતી. તેના એકેએક અંગની અપૂર્વતા નજરે પડતી: સ્નાયુએ સ્નાયુનો ખુમીદાર મરોડ સ્પષ્ટ થઇ રહ્યો હતો. પ્રચંડ શરીર, અંગોની તેજોમયતા, રંગની નિર્મલતા—આ બધા સાથે કેંક ન સમજાય એવું તેના શરીરમાં. તેની સુવાની છટામાં હતું: ઓરડાના અંધકારરૂપી શેષ પર શયન કરતા લક્ષ્મીવર જેવો તે લાગતો.

મૃણાલ બારણામાં પલવાર ઉભી રહી, અને મુંજને તીક્ષ્ણ નજરે જોઇ રહી. તેણે ચિંતાતુર, ગર્વભંગથી નિરાધાર બનેલા મુંજને જોવાની આશા રાખી હતી. આટલી અધમતા અનુભવવા છતાં પણ આ નફફટાઇ ધારનારને જોઇ મૃણાલનો તિરસ્કાર વધ્યો.

તિરસ્કારમાં તે પાછી જવા વળવા ગઇ, અને મુંજ જાગ્યો. ધીમેથી તેની મોટી, સુંદર આંખો તેણે ઉઘાડી, છટાથી માથું ઉંચક્યું અને તે ધીમું, મીઠું હસ્યો.

આંખમાં ગભરાટ નહોતો, પણ આનંદ હતો; હાસ્યમાં ક્ષોભ નહોતો, મોહિની હતી.

મૃણાલવતી જતાંજતાં અટકી. તે જતી રહે તો કાયરપણું દેખાય અને જે કામે તે આવી હતી તે કરવું રહી જાય. તે ઉપરાંત મુંજના હાસ્યમાં અપમાન સમાયું હોય એવો કૈંક ખ્યાલ તેને આવ્યો એટલે સખ્તાઇની અને ન્યાયની મૂર્તિ સમી તે ફરી.

મુંજની આંખો ગંમતમાં નાચતી; તેના હોઠ હસી રહ્યા: એટલુંજ નહીં પણ તેનું આખું મુખ આકર્ષક, આલ્હાદક બની રહ્યું.

"મૃણાલવતી! આવ્યાં છો તો જરા ઉભાં તો રહો."

મુંજના અવાજમાં મૃદુતા હતી, નીખાલસપણું હતું, મૈત્રીભાવ હતો. અનંત સુખનો લહાવો લેતા, સર્વને સ્નેહની નજરે જોતા કોઈ સંતોષી વિરલાનોજ અવાજ આવો હોઇ શકે.

મૃણાલને આ અવાજની બીજી તો અસર ન થઇ; પણ રખેને પોતાનો અવાજ બેસુરો નીકળે એવી બીકે તેણે કૈં જવાબ દીધો નહીં. માત્ર તે ફરી; અને મુંજને હસતો જોઇ તેના મુખ પર સખ્તાઇ અને ગુસ્સો આવ્યાં.

મૃણાલને બાલપણથી પોતાના પ્રતાપનું ભાન હતું. કારણ કે તેના ભ્રૂભંગે આખો તેલંગણ દેશ કાંપતો. તે ભ્રૂભંગની હમેશ થતી ભયંકર અસર મુંજ પર પણ થતી જોવાને તે થોડી વાર અનિમિષ નેત્રે જોઇ રહી.

પણ જવાબમાં મુંજ ફરીથી હસ્યો: "આવ્યા છો તો તમારું રૂપ તો જોવા દો. મેં તેનાં વખાણ તો ઘણાં સાંભળ્યાં છે."

મૃણાલવતીના કાન પર આ શબ્દો પડ્યા, પણ તેનો અર્થ–એક પલવાર–તે સમજી શકી નહીં.

તપસ્વી, પ્રભાવશાલી, નિષ્કલંક અને અસ્પર્શ્ય મૃણાલવતીના રાજ્યમાં આવી નફ્ફટાઇથી કોઇ બોલી શકતું નહીં; અને અત્યારે આ શબ્દો તેને કાને પડે–અને તેને સંબોધાય?

ગુસ્સામાં તેનું માથું હાલ્યું. તેની આંખો વિકરાલ થઇ ગઇ.

"પાપી!" તેણે કહ્યું, "આવી અધમતામાં પણ શું બોલવું તેનું ભાન આવ્યું નથી?'

"અધમતા કેવી?"

"અધમતા?" મૃણાલે તિરસ્કારથી કહ્યું "પુછ તારી કીર્તિને? પુછ તારા કવિઓને? પુછ તારી સેનાને?"

મુંજ હસ્યો-આનંદથી, વિષમતા વગર. "મારી કીર્તિથી તો તૈલપની તપસ્વી બહેન અહીંઆં ખેચાઇ આવી; મારા કવિઓથી મને જોવા આવવાનો તમને મોહ થયો; મારી સેનાના પ્રતાપથી ધુંધાઇ તમે મને પકડવાનો પ્રયત્ન કર્યો."

"અને કાલે તું કુતરાને મોતે મરશે."

"મુંજ જેવા નરપતિને એથી વધારે કીર્તિકર મરણ ક્યાંથી હોય?"

મૃણાલ મુંગી થઇ રહી. જે માણસને પોતાની સત્તા અને પ્રતાપના ભારથી કચરી નાંખવા તે આવી હતી તે ભોંય પર છતાં સિંહાસન પર હોય તેમ, કેદમાં છતાં પોતાના મહેલમાં હોય તેમ નીરાંતે, સ્વસ્થતાથી બેઠો હતો; નિરંકુશ આનંદથી વાત કરતો હતો.

મૃણાલનો તિરસ્કાર વધ્યો. સામાન્ય માણસો દુઃખમાં અશાંત થતાં હતાં; આ કેવો પાપાચારી હતો કે આ કારાગાર પણ તેની શાંતિનો ભંગ કરતું નહોતું!

"રાક્ષસ! તું જાણે છે કે તે શાંશાં પાપ કર્યાં છે?"

"મારે મન ફાવતું મેં સદા કર્યું છે–તેમાં પાપ શું?"

મૃણાલ ગુંચવાઇ. સ્વચ્છંદથી આચરવું તેમાંજ તેને મન પાપ હતું.

"મનફાવતું કર i પાપ નહીં?" તેણે થોડા વારે કહ્યું, તેમાં . તું સદેહે નરક ભોગવે છે."

જરાક આશ્ચર્યથી મુંજે આંખો ઉઘાડી. તેની આંખો મોહક હતી; તેનાં તેજે જરાક મૃણાલનું ધ્યાન ખેંચ્યું.

"તમે નરક કોને કહો છો?"

"કંગાલ! તારા જેવાની સ્થિતિને."

મુંજ હસ્યો. "મૃણાલવતી! એ ભ્રમ છે."

"કેમ?"

"સ્વર્ગ કે નરકની મને પરવા નથી. પણ હમણાં અનુભવું છું તેથી સ્વર્ગમાં વધારે સુખ નથી, ને નરકે જતાં તે ઓછું થવાનું નથી."

"એ જુઠાણું મારી આગળ ચાલશે?"

"શા માટે જુઠું કહું?"

"તારી અધમતા છુપાવવા."

"અધમતા! ક્યાં છે? હું તો હતો એવોજ છું."

"કોણ?"

"પૃથિવીવલ્લભ" હસીને, નેત્રમાંથી અમી વર્ષાવી મુંજે કહ્યું.

"હવે! તું? પૃથિવીવલ્લભ તો એ બેઠો મહેલમાં."

"કોણે કહ્યું?"

"આખી દુનીઆએ."

"ત્યારે દુનીઆ જખ મારે છે" બેદરકારીથી મુંજે કહ્યું; "જે સુખ હું મારા પ્રાસાદમાં મહાલતો તેજ આજે અનુભવું છું. જે આનંદ હું વિજયમાં અનુભવતો હતો તેજ હું પરાજયમાં માનું છું. પૃથિવીનો જેવો વલ્લભ હું ત્યારે હતો તેવોજ હાલ છું."

"નફ્ફટ! આ તો મન ખુશ રાખવાનાં ફાંફાં તો કહેવાય!"

"તમને ફાંફાં લાગતાં હશે. જ્યાંસુધી મારી વલ્લભતા કાયમ છે ત્યાંસુધી એ વાત ખરી છે" નીરાંતથી મુંજે કહ્યું.

થોડી વાર મૃણાલ જોઇ રહી. આની નફ્ફટાઇને હદ નહોતી એ તો સ્પષ્ટ દેખાતું હતું. એ નફ્ફટાઇને નમાવવા તે તૈયાર થઇ.

"હજુ તારે તૈલપના પ્રતાપનો સ્વાદ ચાખવો છે કેમ?"

"પ્રતાપ! એ બીચારાનો!"

"તારાથી એનો પ્રતાપ તેજસ્વી છે."

"કોણે કહ્યું? તમારા હૃદયને પુછો. તમે ને તે મારા પ્રતાપે તો ઝાંખો છો."

"તારા પ્રતાપે હું ઝાંખું? શું બકે છે?"

"ગુસ્સો નહીં કરો. મૃણાલવતી! આ ચંચલ જીવન આમ શા માટે જતું કરો છો?"

"મને તારો બોધ નથી જોઇતો."

"તેમાં તો આવા રહ્યાં. મારો બોધ લીધો હોત તો આમ વલ્કલ પહેરી તમે આવરદા પુરું કરત નહીં."

"ને તેં કેમ કર્યું?" તિરસ્કાર છોડી જિજ્ઞાસા થઇ આવવાથી મૃણાલે પુછ્યું.

"મેં?" કહી પૃથ્વીવલ્લભ ટટાર થઇ કહ્યું: "સૃષ્ટિનો રસ ચાખતાં નથી એક પલ મારી દુઃખમય ગઇ, ને નથી એક પ્રસંગ જીવનનો લહાવો લીધા વગરનો ગયો. પ્રસંગેપ્રસંગમાંથી, પલેપલમાં-થી મે રસ ખેંચ્યો છે. તમે એવું જીવન ભોગવ્યું છે? મૃણાલવતી! તમે મારી અધમતાની વાત કરો છો? જ્યારે એ રસ ચુસવાની શક્તિ જશે ત્યારે તો જુદી વાત, પણ જ્યાં સુધી તે છે ત્યાં સુધી તો હું પૃથ્વીનો વલ્લભજ."

મૃણાલ સાંભળી રહી. શબ્દોમાં ગર્વ હતો, પણ નહોતો આડંબર કે નહોતો ઢોંગ. દરેક શબ્દ સત્ય હોય તેવો ભાસ થતો. મૃણાલને કદી ન થયલો એવો અનુભવ થતો હતો-પોતાની સત્તા ચલાવવાને બદલે બીજાની શાંત, આકર્ષક સત્તાના પ્રતાપમાં તે અંજાઇ રહી હતી.

"મુંજ! ત્યારે તું મને ઓળખતો નથી?"

"મારે ઓળખવાની શી જરુર? જે છો તે મારે મન પુરતાં છો."

"એટલે?" મૃણાલે સખ્તાઇથી પુછ્યું.

"માનભંગ થએલાં માનુની."

"શું?" હોઠ કરડી તેણે પુછ્યું.

"મને વશ કરવા આવ્યાં હતાં–વશ થઇને જાઓ છો. તમારા જેવાંને વશ કરવા કરતાં બીજું વધારે શું સુખ?" કહી મુંજ ઉભો થયો; અને તેના પ્રચંડ, તેજસ્વી શરીરની મોહકતા ચારે તરફ પ્રસરી રહી.

"તું મને વશ કરવા માંગે છે?" દાંત પીસી મૃણાલે પુછ્યું.

"ના. તમે વશ થવા માંગો છો. મારી પાસે આવીને ભુલ કરી. હવે તમે જુદાંજ થઇ રહેવાનાં મૃણાલવતી!" એકદમ જરા નીચા વળી ધીમેથી, મીઠા સ્વરે મુંજરાજે કહ્યું. "મારી પાસે આવ્યાં કે સજીવન થયા વિના રહેવાનાં નથી."

આ શું બોલે છે તેનો સ્પષ્ટ અર્થ ન સમજતાં મૃણાલે પગ ઠોકી કહ્યું: "હું જોઉં છું તું ક્યાં સુધી જીવે છે તે."

"આ પલે જીવું છું; પછી બીજી શી ફીકર?"

"જોઉં છું તને ફીકર કેમ નથી થતી!" ભીજાજનો ઉભરો બહાર કાઢતાં મૃણાલે કહ્યું, "તારે રોમેરોમે કીડા પડશે પછી જોઇશ."

"મારે રોમેરોમે કીડા પડશે તેમાં ફીકર શી? ફીકર તો તમારા જેવાંને કે જેને વિચારેવિચારે નરકની વાસ મારે છે."

મૃણાલ સ્થિરતાથી જોઇ રહી. "મુંજ! હજુ તારે ઘણું અનુભવવાનું છે. યાદ રાખજે" કહી તે જવાને ફરી.

"એમાં શું? જે લહાવો મળ્યો તે ખરો" કહી મુંજ હસ્યો.

"હા! પુરેપુરો લહાવો મળશે" કહી ગુસ્સાના આવેશમાં મૃણાલ ચાલી ગઇ. તેનું મગજ કહ્યું કરતું નહોતું.

"એથી રુડું શું?" પાછળથી પૃથિવીવલ્લભનો હસતો, મીઠો અવાજ આવ્યો.

## પ્રકરણ ૧૦ મું

### દયા

મૃણાલવતી ત્યાંથી ઝપાટાબંધ મહેલમાં ગઇ. તેના મનની સ્થિતિ કૈં વિચિત્ર થઇ ગઇ હતી.

તેને લાગ્યું કે પોતે સ્વસ્થ તો હતી છતાં લોહી ઉકળતું હતુ. મનમાં કૈં અપરિચિત વસ્તુ દાખલ થઇ હતી. મુંજને મળવા ગઇ ત્યારે તે જુદી હતી; હવે તે જુદી લાગી.

તેણે ધાર્યું કે અધમતાના અવતાર સરખા મુંજના સંસર્ગથી પોતાની શુદ્ધિને કલંક લાગ્યું હતું: અને તેથી તેને આમ લાગતું હતુ. અને પાછી શુદ્ધિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતાં માલવનાથ તરફ પોતાનો તિરસ્કાર વધતો જતો હતો તેથીજ તે તેના મન આગળ આવતો હતો.

તેણે સંસર્ગદોષ મટાડવા માટે સ્નાન કર્યું, અને માનસિક શુદ્ધિ મેળવવા ધ્યાન કરવા બેઠી. તે મુંજ ઉપર ઘણી ગુસ્સે થઇ હતી: અને તે ગુસ્સો રજોગુણનો આવિર્ભાવ હોવાથી, તેને કાઢવાની મથામણ કરવા તે બેઠી.

તેના જેવી જીવનમુક્તને ગુસ્સો શું ? તેણે તો નિર્વિકાર દૃષ્ટિએ તેના પાપપુણ્યનું સરવાળું કાઢી, તે પ્રમાણે તેની જોડે વર્તવું જોઇતું હતું.

ગુસ્સો અસ્વાભાવિક હતો; તેના કરતાં આ માણસ દયાને પાત્ર વધારે હતો. તેના જેવી જિતેંદ્રિય એની દયા નહીં કરે ? ખરી વાત હતી. ગુસ્સો ઉતારવા માટે મુજ પ્રીત્યેજ વિચાર કરી તેના પર કરુણા લાવવી જોઇએ. મુજ તો ધ્યાન આગળથી ખસતોજ નહોતો એટલે એ વાત તો સહેલ હતી.

તેને પોતાના સંયમનો ખરેખરો ખ્યાલ આવ્યો: ઘણા થોડા વખતમાં તે ગુસ્સો વીસરી ગઇ, અને મુંજને દયાની લાગણીથી જોવા લાગી. માત્ર કૈં ન સમજાય તેવી રીતે હૃદય ચણચણતું હતું.

તે શા માટે ચણચણતું હશે? વિચાર કરતા તેનું કારણ જણાયું. આમ દયા કરતાં તે આવા પાપી તરફ પુરતો ન્યાય થવા દેતી નહોતી. તે પાપી તો હતો, તેના જેવીનું પણ તેણે અપમાન કર્યું હતું. તેને પોતાને તો કૈં માન અપમાન જેવું હતુંજ નહીં પણ જ્યાં પાપની શિક્ષા તો થવીજ જોઇએ.

શી એ માણસની નફ્ફટાઇ હતી ! કેવા પાપના પંકમા તે પડ્યો હતો કે પોતે ક્યાં હતો તેનુ પણ તેને ભાન નહોતુ. તેને તેનું ભાન તો કરાવવું જોઇએ-નહીં તો ન્યાય થયો કહેવાયજ નહીં.

શી શિક્ષા કરવી ? એટલામાં જુની રીત તેને યાદ આવી--તે ન્યાયી લાગી.

હારી ગયલા રાજાઓને લાકડાના પાંજરામા મુકી રાજમહેલ આગળના ચોકમાં રાખતા, અને લોકોની હાંસી ને મશ્કરીથી તેમનાં ગર્વિષ્ઠ હૃદયોના ગર્વ ગાળવામાં આવતો. શા માટે મુંજને આ શિક્ષા ન થાય ?

તે ઉઠી ને તૈલપરાજ પાસે ગઇ. તૈલપરાજને ગળે તે વાત ઉતરી ગઇ, અને સત્યાશ્રયે તૈયાર કરાવેલા કાષ્ઠપિંજરમાં મુજરાજને પુરવાનો હુકમ કર્યો.

મૃણાલને શાંતિ વળી–હવે ન્યાય થયો. અંતરમાં સાથે એક વિચાર આવ્યો કે, હવે એની પૃથિવી–વલ્લભતા ક્યાં રહી? સાથે એક ઊર્મિ થઇ આવી કે આ આઘાત એ કેમ સહન કરે છે તે જોવું જોઇએ.

એમાં શું ખોટું હતું? તે બીચારો હતો તો દયાને પાત્ર, માત્ર ન્યાયબુદ્ધિથી દીધેલી શિક્ષા સહેતો હતો. એવા માણસની શી સ્થિતિ છે એ જોવું એ શું તેના જેવી સુબુદ્ધિવાળીની ફરજ નથી?

શા માટે નહીં!

## પ્રકરણ ૧૧ મું



### રસનિધિની ખિન્નતા

વિલાસવતીને વાતાવરણમાં કે અપરિચિત મીઠાશ લાગી: તેના અંતરમાં સજીવન કરવા છાંટેલી અંજલિની અસર થતી હોય તેમ જીવ આવવા લાગ્યો.

તેનું હૃદય હજુ પીગળ્યુ નહોતું. સૂર્યકિરણોના પ્રથમ સ્પર્શથી કળીની પાંખડીઓ ફરકે તેમ તેના બીડેલા હૃદયમાં થવા લાગ્યું. તે જાણતી નહોતી કે શું થતું હતુ–જે થતુ હતુ તે ઘણુંજ આલ્હાદક હતું એ વાત નિઃસંશય હતી.

એ આલ્હાદ ચારે દિશામાં પ્રસરતો હતો; અને તેનુ લગ્ન નક્કી થયલું જોઇ તેમાં વધારો થયો. તે પુરાણી રીત પ્રમાણે સત્યાશ્રયને મનથી વરી ચુકી હતી: તેનાં પગલાં પૂજતી હતી; તેની અર્ધાંગના થવાનાં સ્વપ્નાં અનુભવી જીવતી હતી. અત્યારે તે સ્વપ્નાંઓમાં પણ અણદીઠેલી ભભક આવી.

એ ભભક અસ્પષ્ટ હતી, કારણકે સંસારના લહાવાઓનુ તેને ભાન નહોતું.

રસનિધિએ કહેલી 'રસિકતા'થી તે ગુંચવાઇ. એ તે શું હશે? તેને તે જાણવાનું મન થયું. તેણે મનને મારવા પ્રયત્ન તો કર્યો–

રખેને તેમાં કલંક હોય? વખત મળે તો મૃણાલબાને પુછવાનો પણ નિશ્ચય કર્યો: પણ આજે તે કંઈ દેખાતાં નહોતાં.

પણ તે જાણવામાં શો વાંધો હોઇ શકે? લક્ષ્મીદેવીએ પણ નાટક સાંભળ્યુ હતું; તેના પિતા કવિઓ રાખતા હતા. ત્યારે એવા કવિને મળવામાં શો વાંધો?

મૃણાલવતી તે દિવસે હંમેશની માફક આવ્યાં નહીં એટલે તેણે ઇશ્વરનું ધ્યાન છોડી પોતાની જિજ્ઞાસા સંતોષવા પર ધ્યાન દોડાવ્યુ.

રખેને મૃણાલવતી આવતાં હોય તો જોઇ જાય તેની બીકે તે થોડી વાર બેસી રહી: પણ પછી હીંમત કરી ઉઠી. આજે વિજય-પ્રસંગ હતો. તે આજે પોતાના નિયમો જરા છોડે તો કોઇ વાંધો લઇ શકે એવુ નહોતું.

આ નવા વિચારો પોતાની માને જઇ કહેવા અને તે શું કહે છે તે પોતે સાંભળવા માંગતી હતી. આ માટે તે પોતાના પિતાના મહેલ તરફ ગઇ.

ભીલ્લમનો મહેલ રાજમહેલનો એક વિભાગજ હતો. અને બંનેનાં ઉદ્યાનો પહેલાં એક હતાં. પણ આજે કેટલાં વર્ષો થયાં તે બે વચ્ચે વાડ કરી લેવામાં આવી હતી. એ વાડમાં એક છીંડું હતું તેમાં થઇ વિલાસ પોતાના બાપના મહેલ તરફ ગઇ.

સંધ્યાના સમયને થોડી વાર હતી. સૂર્યના મીઠા તાપમાં વાડી ઘણી શોભતી હતી. વિલાસ એક પલવાર ત્યાં ઉભી રહી. આ વાડીમાં આટલી રમણીયતા આજે કેમ લાગતી હતી?

વચ્ચે એક વૃક્ષોનું ઝુંડ હતું. ત્યાં આગળથી જતાં તેને કોઇ ભોંય પર સુતું હોય તેમ લાગ્યું.

"કોણ એ?" વિલાસે પુછ્યું.

સુતેલા માણસે એકદમ ચારે તરફ જોયું. વિલાસે તેને ઓળખ્યો.
"કોણ કવિરાજ?"

"હા" રસનિધિએ કહ્યું.

વિલાસ ખંચાઇ. આ કવિને આમ મળવાની તેણે આશા રાખી નહોતી.

"કેમ શું કરો છો?"

"કૈં નહીં. ભીલ્લમરાજને અર્પણ કરવા એક અષ્ટક બનાવતો હતો."

"આખો દહાડો કવિતાજ કર્યા કરો છો?" વિલાસે હસીને પુછ્યું.

"ના" દીલગીરીભર્યા અવાજે રસનિધિએ કહ્યું.

વિલાસે તેના મુખ પર છવાયલી ગ્લાનિ જોઇ અને પુછ્યું:
"કેમ? અહીંઆં ફાવે છે? કૈં જોઇતું કરતું હોય તો કહેજો."

"મને જોઇએ તે તમે કેમ કરીને આપી શકશો?" ડોકું ધુણાવી રસનિધિએ કહ્યું.

"શું જોઇએ છે? બાપુને જે કહેશો તે બધું મળશે."

"બા! તમે તો બાલક છો. બધું ક્યાંથી મળશે? ક્યાં માલવા ને ક્યાં તેલંગણ!"

"કવિરાજ! તેલંગણમાં શું ઓછું છે? તમે હજુ જોયું નથી તેથી આમ કહો છો."

"ના, ભલે તેલંગણ સોનાનું હોય; તેમાં મારે શુ? મારી અવંતીના પ્રિય પુરજનો, મારા મહાકાલેશ્વરના ગગનભેદી ઘંટનાદો, મારા પિતાની પુનિત દાહભૂમિ—એ ક્યાં મળશે?"

"આ તો મારી બા કહે છે તેમ તમે કહો છો. તેને પણ સ્વદેશ વિના ચેન પડતું નથી."

"ખરી વાત છે."

"પણ તમને શું? મારી બા તો રાણી હતી તેથી તેને સાલે છે. તમે તો ત્યાં પણ કવિ હતા, અહીંઆં પણ છો. મુજરાજ કરતાં ભીલમરાજ તમારો વધારે આદર કરશે."

"વિલાસવતી!" ફરીથી મ્લાન વદને હસી રસનિધિએ કહ્યું "પરજનની મૈત્રી કરતાં સ્વજનની સેવા સારી."

"મને વાત ખોટી લાગે છે—"

"કારણકે તમે સ્વજન અને પરજન વચ્ચે ભેદ ભાળ્યો નથી."

"તમારે સ્ત્રી છે?"

રસનિધિએ વિચાર કરી કહ્યું: "હા."

"ત્યારે તો તે યાદ આવતી હશે?"

"હાસ્તો; અમારે કૈં તમારી માફક ત્યાગવૃત્તિ સેવવી છે?"

"જુઓ ત્યારે હું શું કહેતી હતી? ત્યાગવૃત્તિ નથી સેવી તેમાંજ તમને દુઃખ થાય છે."

"વિરહ ભોગવી દુઃખી થવાને બદલે નઠોર બની પ્રેમીજનોને વીસરી જવાં તેમાં હું મોટાઇ માનતો નથી."

વિલાસ સમજી નહીં. તેણે એક ડગલું આગળ ભર્યું. તેઓ ધીમેધીમે ભીલમરાજના મહેલ તરફ જતાં હતાં.

"વિરહ શું?"

"પ્રેમ સમજ્યા વિના તે કેમ સમજાય?" રસનિધિએ કહ્યું. તેણે વિસ્મય પામી આ નિર્દોષ છોકરી સામે જોયા કર્યું.

"કવિરાજ! મારું માનીને જરા તપશ્ચર્યા આદરો." વિલાસે કહ્યું, "તમારું ચિત્ત શાંત થશે."

"એવા ચિત્તની શાંતિને શું કરું?" ડોકું ધુણાવી રસનિધિએ કહ્યું, "ચિત્ત અશાંત છે–અશાંત થવાનું તેને કારણ છે તો શા સારુ એવો ખોટો પ્રયત્ન કરવો? મારી સ્ત્રી તમારા જેટલી છે; તે બીચારી દિન ને રાત આંસુ સારતી હશે–તેની પલેપલ વિષમ બની રહેતી હશે. તે આવું દુઃખ ભોગવે, અને હું સ્વાર્થી શાંતિને ખાતર તપશ્ચર્યા આદરી નઠોર બનું? જે સુખ આપે તેને માટે દુઃખી થવું એ પણ એક લહાવો છે."

વિલાસ અનુકંપાભરી નજરે જોઈ રહી. "ત્યારે તમને દુઃખી થવું તેમાં સુખ દેખાતું લાગે છે."

"ના—"

"ત્યારે બીજું શું?"

"હું દુઃખી ન થાઉં તે માટે હૃદયનાં ઝરણાં સુકવી નાંખું તો પછી તે સુખબીનુ કદી ન થાય."

"એ ભ્રમ છે. સુખ એટલે દુઃખનો અભાવ."

"કોણે કહ્યું?" જરા જુસ્સાથી રસનિધિએ પુછ્યું. "તમને સુખ શું છે તેનો ખ્યાલ નથી. સુખ એટલે માત્ર દુઃખનો અભાવ નહીં, માત્ર સંતોષ એટલુંજ નહીં; સુખ એટલે શરીર અને મનની ઊર્મિએ ઊર્મિનું નૃત્ય. સવારમાં પંખીનો કલ્લોલ જોયો છે? એનું નામ સુખ."

"એ સુખ કેમ મળે?"

રસનિધિએ પલવાર તેની સામે જોયું. "તમે પરણશો ત્યારે ખબર પડશે. તમારું લગ્ન સત્યાશ્રયકુંવર જોડે થવાનું છે?"

"હા."

"ત્યારે તેને જોઈ તમારું હૃદય થનગન થનગન નાચતું નથી?"

"શા માટે? એ પણ સંયમી છે—ને હું પણ સંયમી છું."

"તેનો સ્પર્શ કરી, તેના શબ્દો સાંભળી અંતર ઠારવાનું મન નથી થતું?"

"કોઈકજ વખત."

"ત્યારે વિલાસવતી!" રસનિધિએ કહ્યું. "તમને સુખ કે દુ:ખની શાની સમજ પડે?"

વિલાસ હસી.

"મને સમજ પાડો જોઈએ."

"તમારું હૈયું ઉજ્જડ થયું છે તે ક્યાંથી સમજ પડશે? લો હવે મહેલ આવ્યો, પધારો.

"કવિરાજ! મારી જોડે વાત કરવી ગમતી નથી—કેમ? તમારું ચિત્ત અસ્વસ્થ છે—અવંતી ગયું છે. તમે દુ:ખી થાઓ તે મને ગમતું નથી."

"ના, તમે છો એટલી વાર હું મારું દુ:ખ ભુલી જાઉં છું."

"ત્યારે મારે તમને એક બે વાત પુછવી છે." કહી એક ઝાડના થાળા પર વિલાસ બેઠી.

"પુછો." ખિન્ન વદને હસી રસનિધિએ કહ્યું.

## પ્રકરણ ૧૨ મું



### સહધર્મચાર

"પણ કોઇને કહેશો નહીં.'

"હું કોને કહેવાનો હતો?"

"મારી બા જાણે તો મને વઢે."

"ત્યારે એવી વાત મને શા માટે પુછો છો?"

વિલાસ મુગી રહી.

"બીજું કોઇ એવું નથી કે તેને પુછું."

"બોલો."

"તમે પરણેલા છો?"

"હા."

"પરણીને મારે કેમ વર્તવું?"

રસનિધિ ખડખડાટ હસી પડયો "તમે કેમ ધારો છો?"

વિલાસને આ હસવાનું કારણ સમજાયું નહીં. "શાસ્ત્રમાં તો સહધર્મચાર કરવાનો કહ્યો છે."

રસનિધિ ફરી હસ્યો. "બસ ત્યારે."

"પણ બધાં એમ ક્યારે કરે છે?"

"જેમ માણસની જાત જુદી તેમ સહધર્મચારનો પ્રકાર પણ જુદો" હસતાં હસતાં રસનિધિએ કહ્યું.

"તે કેવી રીતે?"

"અમારી અવંતીમાં એક કઠીઆરો છે. તે પણ સપત્નિક તાંડવ-સહધર્મચાર આદરે છે—"

વિલાસે મુગે મોઢે જોયા કર્યું.

"સવાર, બપોર ને સાંજ એકેકને મારે છે."

વિલાસ પણ હસી પડી. "પછી?"

"પછી શું? બીજો પ્રકાર એક વિપ્રવર્યનો છે.

"તે શો?"

"તેનું નામ સરસ્વતીસહધર્મચાર. તે અને તેનાં ધર્મપત્ની એકમેકની સાત પેઢી રોજ સંભારે છે."

"નહીં, નહીં. મશ્કરી શું કરો છો?"

"સાચી વાત. પણ તમારે તો બધા પ્રકાર સાંભળવા છે ને?"

"હા."

"ત્યારે ત્રીજો પ્રકાર સ્વેચ્છાધર્મચાર."

"એટલે?"

"જેની જે નજરમાં આવે તે તે કરે તે."

"તે કે સહધર્મચાર કહેવાય?"

"હાસ્તો! પરણીને જે કરીએ તે સહધર્મચાર."

"પછી કે સારા પ્રકાર છે કે બધા આવાજ છે?"

"હા, પછીનો પ્રકાર સ્વયંભૂસહધર્મચાર."

"એટલે?"

"એક પક્ષ ધર્મનું આચરણ કરે ને બીજા પક્ષને પરવા નહીં."

"એ તો બહુ ખોટું."

"પણ ઘણે ભાગે લોકોને આ પ્રિય છે."

"કેમ?"

"ઘણુંખરું સ્ત્રી ધર્માચરણ કરે ને પુરુષ–"

"શું?"

"ચાહે તે કરે."

"અરરર! કેવી અધમતા!"

"એમાં અધમતા શાની? ધર્મનું ગાડું એક જણ ખેંચે ને બીજું ગાડામાં બેસે."

"પછી?"

"પછી શું. એક પ્રકાર શુષ્કસહધર્મચારનો."

"એટલે?"

"બંને શાસ્ત્ર પ્રમાણે વર્તે. ને ન હોય તેમાં રસ, આનંદ કે પ્રેમ."

"તેમાં શું?"

"આ પણ અધમ પ્રકારજ કહેવાય."

"ખોટી વાત. આ પ્રકારજ ખરો."

"વિલાસવતી! આનંદ કે પ્રેમ વિનાનો સહધર્મચાર એટલે શું તેનો તમને ખ્યાલ છે?"

"હા! મહારાજ અને જક્કલાદેવીનો એવોજ શુદ્ધ પ્રકાર છે."

"ત્યારે તેમના જેવાં દુઃખી ને હીણભાગી સ્ત્રીપુરુષો મળવાં કઠણ પડશે."

"ત્યારે ખરો સહધર્મચાર કયો?"

"જ્યાં અન્યોઅન્ય પ્રેમ હોય, જ્યાં એકમેક માટે અનંત રસ વહેતો હોય, જ્યાં આનંદ દિન ને રાત—એકમેકના નયનલક્ષમાં, એકમેકના સ્પર્શમાં વસતો હોય–તે સહધર્મચાર."

વિલાસ ગુંચવાડામાં રસનિધિની સામે જોઇ રહી.

"તમે તો બધી ઉંધીજ વાતો કરો છો."

"ના. તમને બધુંજ ઉંધું શીખવવામાં આવ્યું છે."

"ત્યારે એક પુછું?"

"સુખેથી."

"તમારો સહધર્મચાર કેવા પ્રકારનો છે?"—પુછતાં વિલાસે પુછ્યું અને પસ્તાઇ. રાજકન્યાની ઉંચી પદવી પરથી પરિજનોને ગમે તેમ પુછવાની ટેવ પડી હતી; છતાં રસનિધિમાં કે ન કળાય એવું ગૌરવ હતું. તેને ખોટું તો નહીં લાગે?

રસનિધિની આંખ ગંભીર થઇ, તેમાં મૃદુતા આવી.

"વિલાસવતી! મારે મન સહધર્મચાર એકજ પ્રકારનો છે."

"કયા?"

"છેલ્લા" કહી તેણે નીસાસો મુકયો. વિલાસ રસનિધિના હેતભીના મુખ સામે જોઇ રહી. તેના પર અનિર્વચનીય, અપરિચિત ભાવ તેને દેખાયા.

"તમારી સ્ત્રીનું નામ શું?"

"ઉદયામતી."

"નામ સરસ છે."

રસનિધિ ફીકકું હસ્યો.

"તેને કાવ્યો આવડે છે?"

"તે કાવ્યો લખે છે."

"ઓહોહો! ત્યારે તો કોણ જાણે કેવીય હશે."

"દેવને પણ દુર્લભ એવી."

વિલાસ જરા મુગી રહી, વિચારમાં પડી.

"મને એવી થતાં શીખવશો?"

રસનિધિ હસ્યો.

"મારે થોડાં કાવ્યો સાંભળવાં છે." વિલાસે એકદમ કહ્યું.

"મૃણાલવતી વઢશે નહીં?"

"તે ક્યાં જાણવાનાં હતાં?"

"તો મારે શો વાંધો? શું સાંભળવું છે?"

"મારી બા કયા કવિની વાત કરતાં હતાં?"

"મહાકવિ ભવભૂતિ."

"તેનું કયું કાવ્ય તમને આવડે છે?"

"બધાં. તમારે કયું સાંભળવું છે?"

"મારી બા કે માલતીમાધવની વાત કરતી હતી."

રસનિધિ જરા ખંચાયો. "ઠીક ત્યારે તે. ક્યારે?"

"જોઇશ. વખત મળશે ત્યારે આવીશ."

# પ્રકરણ ૧૩ મું

## લક્ષ્મીદેવી રણે ચઢયાં

રસનિધિએ ખિન્નતામાં માથું નમાવ્યું તે વિલાસે જોયું; અને તેનું હૈયું દ્રવી ઉઠયું. શી બીચારા પર આફત! શી તેની સ્ત્રી પર આફત!

તેની સ્ત્રી બીચારી પોતાના જેવડીજ હશે, અને અત્યારે એકાંત અવંતીમાં પતિવિયોગે ઝુરી મરતી હશે. તેણે તો બીચારીએ ત્યાગવૃત્તિ નહીંજ કેળવી હોય. તેને તો જગત્ મિથ્યા છે એવો ભાગ્યેજ ખ્યાલ હશે. પોતે પરણે અને સત્યાશ્રય દૂર દેશમાં કારાગૃહ સેવે તો પોતાને શું થાય?

આવા વિચારો ક્યાં સુધી તેના મનમાં ઘોળાયા કર્યા. બીચારી કાવ્યસેવી, કોમલહૃદયી ઉદયામતીના દુઃખે તેના સંયમી હૃદયને પણ દુઃખી બનાવ્યું. અને તેમાં ઉદયાનો પતિ કેવો સુંદર, વિદ્વાન હતો. આવા પતિ પાછળ કોણ દુઃખી ન થાય! પોતાની વાત તો જુદી હતી; પણ બીજાની શી સ્થિતિ? આવા વિચારો કરતાં તેની આંખ મીંચાઈ પણ નહીં. આખરે તેણે બારી ઉઘાડી બહાર ડોકીઉં કર્યું.

રાત શાંત હતી–ચાંદની વાડીમાં પ્રસરી હતી. જે તરફ રસનિધિ હતો તે તરફ તેની, જાણતાં અજાણતાં નજર ગઈ–અને

રસનિધિને તેના મિત્ર ધનંજય જોડે ફરતાં ફરતાં વાત કરતાં જોયો. એકાગ્રતાથી તે જોઇ રહી—એ કવિવરો શી રીતે શી વાત કરતા હશે તેની કલ્પના કર્યાં કરી. એકદમ તે ઉભી હતી તેની નીચેનું બારણું ઉઘડયું—અને એક સ્ત્રી બહાર આવી. વિલાસ વિસ્મિત થઇ—અને પછી ખંચાઇ ઉભી રહી.

તેણે લક્ષ્મીદેવીને તરત ઓળખી. તેને સંબોધન કરવા " બા "—શબ્દ તેની જીભે આવી ઉભો, પણ તેને માતાનો ધાક લાગ્યો એટલે મુગી રહી. લક્ષ્મીદેવી કવિરાજોને સુઇ જવાની વિનતિ કરવા જતી હતી એમ સ્પષ્ટ લાગ્યું. તેણે ધીમેથી બારી બંધ કરી, ફરીથી ઉંઘ આણવાનો પ્રયત્ન કરવા માંડયો.

લક્ષ્મીદેવી હોઠ પર હોઠ દબાવી ઉભી રહી. મહાસામંતને તૈલપરાજે બોલાવ્યા હતા એટલે તેની વાટ જોતાં તે થાકી ગઇ હતી; બારીએથી નજર કરતાં બે કવિઓને જોઇ તે બહાર આવી.

છતાં તે માત્ર મળવા માટે આવી નહોતી. ઘડીઓની ઘડી સુધી તર્ક ચડાવી તેણે કંઇ વિચાર કર્યાં કર્યો હતો; અને તે એક દૃઢ નિશ્ચય પર આવી હતી. તે નિશ્ચય પુરો પાડવા તે અત્યારે બહાર આવી હતી.

વર્ષો થયાં જુદીજુદી લાગણીઓ અત્યારે એક કેંદ્રસ્થાને ભેગી મળી હતી; જુદાજુદા વિચારોની માલા ગુંથાઇ તે વડે એક જપ ચાલ્યા કરતો હતો. ધીમાં નિશ્ચયાત્મક ડગ ભરતી સ્મૃનરાજની પટરાણી રણે ચઢી.

તે થોડેક આગળ આવી, અને ઉભી રહી. રસનિધિ ને ધનજય કોઇનાં પગલાં સાંભળી ચમકયા ને મુગા રહી ઉંચું જોયું.

" કવિરાજો ! " ધીમેથી લક્ષ્મીએ કહ્યું.

બને કવિઓ એકમેકની સામે જોઇ રહ્યા.

" શું કહો છો બા ? " ધનંજયે કહ્યું.

"કેમ હજી સુઇ નથી ગયા?" ચારે તરફ જોઇ લક્ષ્મીદેવીએ પુછ્યું.

"સ્થાન અપરિચિત છે–તે ક્યાંથી ઉંઘ આવે?" રસનિધિએ કહ્યું.

"કવિવરો! મુંજરાજને મારવાનો હુકમ થઇ ગયો છે" ધીમેથી લક્ષ્મીએ કહ્યું.

"હું!" બન્ને બોલી ઉઠ્યા.

"હા."

બન્ને કવિઓએ નીસાસો મુક્યો. રસનિધિએ તબીઅત વાળી હોઠ કરડ્યા; ધનંજયે ડોકું નીચું નાંખ્યું.

"કેમ ધનંજય! શો વિચાર કરો છો?"

"આ! અમારો સૂર્ય અસ્ત થઇ ગયો."

"હજુ વાર છે."

કોઇ બોલ્યુ નહીં.

લક્ષ્મીદેવી પાસે આવ્યાં અને ન સંભળાય તેમ કહ્યું: "એને છોડવી લઇ જવાની છે હીંમત?"

ધનંજય ગભરાઇ પાછો હઠયો, પણ રસનિધિએ તીક્ષ્ણતાથી ઉચ્ચુ જોયુ, અને એક પલમાં લક્ષ્મીદેવીના મનના વિચારો પારખ્યા. પણ તે ખોટું હસી: "હું તો મશ્કરી કરું છું."

"આ!" રસનિધિએ કહ્યું. "તમને મશ્કરી લાગે છે; પણ અમારા તો અંતરની એ અભિલાષા છે. શું કરીએ? દેશ પારકો છે, માણસો પારકાં છે. અકળામણ કોને મોઢે કાઢીએ? અમે તો કેદીઓ."

"તમે ક્યાં કેદમાં છો?"

"અમે નથી; પણ અમારો શ્વાસ ને પ્રાણ–મયૂરાસના ભગવતી સરસ્વતીનો લાડકવાયો અમારો રાજા—આવી દુર્દશાએ પહોંચ્યો છે. પછી શું દુઃખ ઓછું છે?"

"એ તો આજે આમ લાગે છે–કાલે વીસરી જશો."

"બા ! કારાગૃહના કાળા ડામ કદીએ વીસરાયા છે ? ને તેનાં કલંક કદીએ દૂર થયાં છે ?"

લક્ષ્મીદેવીનું મુખ ઝાંખુ થયું. રસનિધિએ આગળ ચલાવ્યું: "તમે સ્વતંત્ર છો–સુખી છો" દરેક શબ્દ પર ભાર મૂકતાં તેણે કહ્યું.

"કેમ જાણ્યું ?" કડવાશથી રાણીએ પુછ્યું.

"તમે તૈલપરાજનાં રાણીનાં બહેન છો–તેના મહાસામંતનાં પત્ની છો. તમે ક્યાં પરાધીનતા સહી છે, કારાગૃહો સેવ્યાં છે કે તમને અમારા પ્રભુની દયા આવે ? શું કરીએ પરદેશમાં કોઇની સહાય નથી; નહીં તો—" કહી રસનિધિ અટકયો.

"શુ કરો ?"

"તમે કહ્યું તે. મુંજરાજને છોડવીએ."

"રસનિધિ ! તૈલપરાજના પંજામાંથી કોઇ કદી સટકે ?"

"સહસ્ર હાથનો સહસ્રાર્જુન મહાત થયો તો પછી બે હાથના તૈલપનો શો હીસાબ ?"

"કવિરાજ !" લક્ષ્મીદેવી મશ્કરીમાં બોલવાનો પ્રયત્ન કરતાં હતાં છતાં તેમાં ગાંભીર્ય આવ્યું. "આ કાવ્યો રચવાનું કામ નથી."

"ના બા ! આ તો કાવ્યોનો કર્તવ્યમાં સાક્ષાત્કાર કરવાનો છે."

"કરો જોઇએ" મશ્કરીમાં લક્ષ્મીદેવી બોલ્યાં.

"મુશ્કેલીજ માત્ર એટલી છે કે અહીંઆંના કોઇ જાણુભોમીઆની મદદ નથી. તમે આપશો ?" ધીમેથી રસનિધિએ પુછ્યું.

લક્ષ્મીદેવી રસનિધિના બોલવાનો અર્થ સમજી.

"મદદ તો ભોળાનાથ સદાએ આપશે. અમારા રાજમહેલના મહાદેવની માન્યતા ઘણી છે. ત્યાં આવી જો મુંજ એક બીલીપત્ર ચઢાવે તો બીજી પલે તે આકાશમાર્ગે અવંતી જાય એવું તેમાં સત છે."

રસનિધિ આ શબ્દોનો અર્થ સમજવા જરા વાર નીચું જોઇ ઉભો રહ્યો, ને પછી કહ્યું: "બસ એટલુંજને? તમારી ખાત્રી છે?"

"હા. પણ ત્યાં આવવો જોઇએ."

"તે તો કેમ બને? ત્રિશૂલધારી ભગવાન્ કોદાળી પાવડા મોકલે તો તો કંઇ બને."

"રસનિધિ! તમારી કલ્પનાશક્તિ જબરી છે."

"ત્યાર વગર હું કવિ થયો? બા! શંકરને મનાવવાનો રસ્તો બતાવો."

"શ્રદ્ધા રાખો."

"બા! અમારે મન તો સૂનાધિપનાં પટરાણીજ સાક્ષાત્ શ્રદ્ધાનો અવતાર છે."

"એ શ્રદ્ધા સદાય ફલશે" ધનંજય વચ્ચે બોલ્યો.

"રસનિધિ! વજ્ર જેવું હૈયું છે?" ભ્રમર ચઢાવી લક્ષ્મીએ પુછ્યું.

"હા."

"આમ આવો."

શબ્દો બોલ્યા વિના લક્ષ્મી અને રસનિધિ એકમેકનો અર્થ સમજ્યાં; અને આગળ તે ને પાછળ કવિઓ એમ તે ત્રણે જણ મહેલની એક ઓતાડી બાજુ તરફ છાનાંમાનાં ચાલ્યાં.

મહેલનો એક ભાગ પડતર થવા આવ્યો હતો. તેનું બાંધકામ ચાલતું હતું તે તરફ લક્ષ્મી ગઇ. થોડે દૂર એક ઝાડ નીચે કોદાળી, પાવડા, ટોપલા વગેરે બાંધકામનાં સાધનો પડયાં હતાં. લક્ષ્મીએ આંગળી વતી તે દેખાડયાં, ને રસનિધિએ હા કહી.

ત્યાંથી મુગે મોઢે લક્ષ્મી થોડે દૂર, ઝાડોનાં ઝુંડોમાં થઇ એક વાવ હતી તે તરફ કવિઓને લઇ ગઇ.

"આ વાવનું ભોંયરું રાજમહેલની નીચે નીકળે છે" લક્ષ્મીએ ધીમેથી રસનિધિના કાનમાં કહ્યું. "અને જે ખંડમાં એ ભોંયરું નીકળે છે ત્યાંથી ત્રીશ હાથ દૂર બીજા ભોંયરામાં—"

“ મુ—”

લક્ષ્મીએ હોઠ પર આંગળી રાખી તેને ચુપ રાખ્યો. અને ત્રણે જણ જેમ ગયાં હતાં તેમ અંધારામાં લપાતા પાછાં આવ્યાં. જ્યાં તેઓ ઉભાં હતાં ત્યાં આવી ત્રણેએ નીરાંતના નીસાસા મુકયા.

“ આ પેલું અમારા રાજમહેલનું શિવાલય. એ મહાદેવ માટે શું કહેવાય છે તે ખબર છે ?”

“ના.”

“કે રોજ રાતે શહેર બહાર ભુવનેશ્વર મહાદેવના મંદિરમા તે ભૈરવને મળવા જાય છે.”

“ કેવી રીતે ?”

“ એનો પોઠીઓ છે તે જબરો છે. મંદિરમાંથી અલોપ થઇ, પાતાલ માર્ગે ભુવનેશ્વરના મંદિરમાં નીકળે.”

“ એમ !”

“ હા, ભગવાન્ રીઝવા જોઇએ.”

“ બા ! એ ભગવાન્ રીઝશે.” હાંસભર્યા અવાજે રસનિધિએ કહ્યું.

“ હવે ભોળાનાથની વાત પુરી થઇ. મહારાજ હવે આવતા હશે. હું જાઉં છું.”

“ પધારો બા !” સાભાર અવાજે રસનિધિએ કહ્યું. “ આજે અમારાં કુલદેવી તમે છો.”

“ તમારાં કુલદેવી ?”

“ ભુલ્યો.” જીભ કરડી રસનિધિએ કહ્યું “ અવંતીનાથનાં.”

“ હું મારા મ્યૂનરાજની થાઉં તો બસ છે.”

## પ્રકરણ ૧૪ મું



### કાષ્ઠપિંજર

આજે રાતે મૃણાલવતીને ઉંઘ આવી નહીં. આ અપરિચિત અનુભવ હતો, કારણ કે તે સદાએ નીરાંતે ઉંઘતી. તેણે ઉંઘ આણવા મથામણ કરી પણ કે પત્તો લાગ્યો નહીં; તેણે ધ્યાન કરવા પ્રયત્ન કર્યો પણ તે રુચ્યું નહીં. મુંજના પાપપુણ્યનું સરવાયું કાઢવામાંજ તેના મનને અત્યારે ખરો સાર સમાયલો લાગ્યો.

ઘડીઓ પર ઘડીઓ વીતવા લાગી, પણ આંખો મીંચાઈ નહીં; તેમ નજર આગળથી મુંજ ખસ્યો નહીં. પાપી મુંજને કચરી નાંખી પાપનું ફલ આપવું, કે તેના પર દયા કરી તેને પુણ્યમાર્ગ દેખાડવો તે કૈં સમજાયું નહીં. પલમાં તેને દુઃખી કરી, રીબાવી, તેના પાપનું પ્રાયશ્ચિત્ત કરાવવાનું મન થયું; ઘડીમાં તેના આત્માનો ઉદ્ધાર કરવા તેને નિષ્કલંક જીવનના પાઠ શીખવવાનું મન થયું; મન નિર્ણય પર ન આવ્યું, અને પ્રભાત આવી પહોંચ્યું.

નિર્ણય કરવાનું તેણે મોકુફ રાખ્યું. કાષ્ઠપિંજરમાં મુંજને પુરવાનો હુકમ તો થઇ ગયો હતો એટલે આ શિક્ષાથી જો તે ક નમે, તેને સદ્બુદ્ધિ આવે તો પછી નિર્ણય કરવો સહેલ થઇ જાય એમ તેને લાગ્યું. તૈલપનો દુશ્મન કેવો દુર્બુદ્ધિ હતો તેની

તેને ખાત્રી થઇ; અને તેને પરિણામે તૈલપનો અને તેનો પ્રતાપ કેવો નીતિમાન્ અને ન્યાયી હતો તેની પણ ખાત્રી થઇ; અને પોતે આદરેલી નીતિ ને ન્યાયથીજ તેના ભાઇનો આખરે વિજય થયો: એ ત્રણ વાત તે વધારે દઢતાથી માનવા લાગી.

સૂર્યોદય થતાં સ્નાનધ્યાન કરીને તે રાજમહેલની બારીએ નીકળી; અને તેને જતાં જોઇ જક્કલાદેવી ને લક્ષ્મી પણ આવી લાગ્યાં. પાપીઓને કચરાતા જોવામાંજ સત્યનો વિજય હતો એટલે આવે પ્રસંગે રાજમહેલનાં બધાં નરનારી હાજર થઇ ગયાં.

રાજમહેલના ચોકમાં પણ લોકોની ઠઠ ભરાઇ હતી. રાજમહેલની એક ભીંતની પાસેથીજ એક ખંડ જેવું મોટું લાકડાનું પાંજરું ઉભું કરવામાં આવ્યું હતું.

અવારનવાર કંઇક નરેશો તૈલપરાજના બાહુના પ્રાબલ્યથી નિરાધાર બની આ પીંજરામાં પોતાના પાપનો પશ્ચાત્તાપ કરવા આવતા હતા.

જાહેરમાં, તિરસ્કારમાં હસતા પ્રજાજનો સમક્ષ આખો દિવસ ગાળવો એ ગમે તેનો ગર્વ ગાળે એવો અનુભવ થઇ પડતો. જેણે સામાન્ય જનનો સંસર્ગ કદી કર્યો નહીં હોય તેની આસપાસ દરેક પ્રકારના લોકો આવતા, તેની મજાકો કરતા, કોઇક વખત થુંકતા, કોઇક વખત ઢેફાં ફેંકતા, અનેક કટુ વચને તેને તેની સ્થિતિનું ભાન કરાવતા; જેઓ સિંહાસન કે અંબાડી શીવાય, છત્ર ને ચામરના આડંબર વિના કદી બેઠા ન હોય તેઓ નિરાધાર બની ઉભા રહેતા, થાકી દીન બની પાંજરામાં બેસતા કે સુતા.

આ યુક્તિ ભલભલાનાં માન ભંગ કરતી. ઇંદ્ર જેવાનો ઓપ ઝાંખતો, કર્ણ જેવા દાનેશ્વરીઓ દીન બની મરણની યાચના કરતા. અધમતાના આવા અનુભવે દરેક જણ જીભ કરડી કે માથું પટકી મરણની શાંતિ મેળવવા પ્રયત્ન કરતો; અને આવે

દરેક નિષ્ફલ પ્રયત્ને લોકો હસતા, કેદી લાચાર બનતો, અને તૈલપરાજની કીર્તિ દશે દિશામાં પ્રસરતી.

મૃણાલની વિવેકબુદ્ધિ જડ નહોતી બની; આ પાંજરામાં મુંજનો ગર્વ ગળે તેથીજ સત્યનો જય થશે એમ તેની ખાત્રી થઇ.

લોકોની પણ ઠઠ થઇ, અને મહામુસ્કેલીએ સૈનિકો લોકોને પાંજરાથી દૂર રાખી શકયા.

બધા એકી નજરે જોઇ રહ્યા. મૃણાલના સ્વસ્થ હૃદયમાં અધીરાઇના–માત્ર અધીરાઇનાજ–ધબકારા થવા લાગ્યા; અને મહેલના બારણામાંથી ચાર સૈનિકો મુંજને પીઠ પાછળ હાથ બાંધી પાંજરામાં લાવ્યા.

તેના મુખ પર તેવીજ શાંતિ ને ગૌરવ, તેની આંખમાં તેજ હાસ્ય, તેના પ્રચંડ શરીર પર તેવીજ સ્વસ્થતા હતી. હોંસથી હાથીએ ચઢતો હોય તેમ તે પાંજરામાં કુદીને આવ્યો, અને જરાક હસીને ચારે તરફ જોયું.

તે આવ્યો ત્યારે લોકોએ જરાક ઠીઠીઆરી શરુ કરી હતી; પણ તેનું સ્વરૂપ, તેનું હાસ્ય જોઇ બધા ચુપ થવા લાગ્યા. તેને પકડી લાવેલા એક સૈનિકથી ન રહેવાયુંઃ

“કેમ પૃથિવી–વલ્લભ! ખુશી તો ખરા ?”

મુંજ તેના તરફ ફર્યો, આનંદથી હસ્યો, ને સ્તંભ સરખો પગ ઉંચકી, તેને એક એવી લાત મારી કે ઠેસ મારતાં જેમ રોડું જઇને દૂર પડે તેમ તે બીચારો હવામાં અદ્ધર ઉડી, સૈનિકોએ પોતાને જવા સારું ઉઘાડાં રાખેલાં બારણામાં થઇ બહાર લોકો હતા ત્યાં પડયો.

સાથે મુંજે મોટેથી કહ્યું: “ભાઇ, તમ દેખે વિશેષ.”

લોકો ખડખડાટ હસી પડયા, તાળી પાડવા લાગ્યા ને રસ્તામાં નિરાધાર થઇ પડેલા સૈનિકની મશ્કરી કરવા લાગ્યા. અટારી પર

ઉભેલી મહેલની સ્ત્રીઓનું પણ હસવું માયું નહીં. બીજા સૈનિકો પાંજરામાંથી ઉતાવળા બહાર નીકળ્યા ને બારણું વાસી દીધું.

પેલા સૈનિકને બીજાઓએ મહા મહેનતે ઉભો કર્યો. તેની વેદનાની બુમે લોકો હસતા, ને મુંજ પણ હસતો. તેને ઉભો કર્યો ત્યારે પાંજરામાંથી મુંજે પુછ્યું: "ભાઇ! તું તો ખુશી ખરો ?"

લોકો ખડખડ હસી પડયા. બધા મુંજ પરનો દ્વેષ ભુલી ગયા, તેણે કરેલી ગંમતથી ખુશ થયા.

આ ગંમતથી હસતો મુંજ ચારે તરફ આનંદથી જોઇ રહ્યો. તેણે અટારી પર નજર નાંખી મૃણાલવતી તરફ જોયુ, અને માથું નમાવી નમસ્કાર કર્યા. જક્કલા જરાક હસી પણ લક્ષ્મી ખડખડાટ હસી પડી. માત્ર મૃણાલે પહોંચા કરડી જોયા કર્યું. આ પાપીમાં ખિન્નતા નહોતી. તેનું ગૌરવ અભંગ હતું, તેની સ્વસ્થતા નિશ્ચલ હતી. શું આ માણસ ધુળ ચાટતો ન થાય ?

મુંજે તેના પાંજરાની આસપાસ ઉભેલા લોકો તરફ જોયું.

"તમે આ શું કરો છો ? તમને શરમ નથી આવતી ? તમારો રાજા આજે અવંતીપતિને પકડી લાવ્યો છે ને તમે આવાં સાદાં વસ્ત્રમાં, ને આમ મૂઢ જેવા ? જાઓ જાઓ." મશ્કરીમાં હસતાં મુંજે કહ્યું. "જરા ફાંકડા થઇ આવો. તેલંગણની સુંદરીઓ ક્યાં છે ? સ્ત્રીઓ વગર વિજય–ઉત્સવ થાય ? રંગ, રાગ. બધી સામગ્રીઓ જોઇએ."

ત્યાં ઉભેલા લોકો હસ્યા. મુંજે એક નાની છોકરીને બોલાવી.

"આમ આવ. તને ગાતાં આવડે છે ?"

"ગાતાં ?"

"ગાંડી ! અવંતીમાં તારી જેવડી છોકરીઓ હોય તો અત્યારે ગાય, બજાવે ને નાચે. તને નાચતાં આવડે છે ?"

"ના."

"હત્ તારી."

"ગાતાં આવડે છે?"

"ના."

"કેવા માણસો છો? બીચારો તૈલપ જીતીને આવ્યો ને તમે તેને ગીતે વધાવતાએ નથી. ચાલ હું શીખવું. તને સંસ્કૃત આવડે છે?"

"નાજી."

"ઠીક જો, શીખવું.-તારી તેલંગણી મને બરોબર આવડે છે કે નહીં તે જોજે—"

"તૈલપ તણી નગરી સદા રસગાનતાનવિહીન છે,—"

"બોલ જોઉં. આવડ્યું?" નીચા વળી, હેતાળ અવાજે મુંજે પુછ્યું.

બાળા બીચારી શરમાઇ નીચું જોઇ રહી. લોકો હસતે મોઢે જોઇ રહ્યા.

"બોલ–બોલ! ગભરાય છે શું? જો હું ગાવા લાગું."

છોકરીએ ઉંચું જોયું અને આવો સ્નેહાળ અવાજ, આવું પ્રતાપી મુખ, આવી શ્રદ્ધા–આકર્ષી નજર જોઇ તેનો ગભરાટ અદૃષ્ટ થયો; અને મુંજની સાથે તે ધીમેથી ગાવા લાગી:

"તૈલપ તણી નગરી સદા—"

"શાબાશ!" મુંજે કહ્યું "ચલાવ–ચલાવ:—

—રસગાનતાનવિહીન છે."

છોકરી બોલી; લોકો પણ ધીમેથી બોલ્યા. મુંજે અવાજ મોટો કાઢી બીજી ટુંક ઉમેરી:

"તે પૃથ્વી કેરા નાથના પદસ્પર્શથી રાચી રહે."

મુંજના સંસ્કારી, બુલંદ અવાજના પડઘા શમ્યા. લોકોના હૃદયમાં ગભરાટ પેઠો, અને તેમનાં ભયભર્યાં નયનો અટારીમાં બેઠેલી મૃણાલવતી તરફ ફર્યાં.

મુંજે મશ્કરીમાં પુછ્યુંઃ "મૃણાલબાથી ગભરાઓ છો? ગભરાશો નહીં. તેમણે પણ એ વાત કબુલ કરી છે." મૃણાલ સાંભળે એમ મુંજે કહ્યું. મુંજનો મીઠો, હસતો અવાજ બધે પ્રસરી રહ્યો, અને મૃણાલના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેની આંખમાં વીજળી ચમકી, અને રખે તેની અસ્વસ્થતા કોઇ જોઇ જાય એવા ડરે તે એકદમ ત્યાંથી ચાલી ગઇ.

અટારીમાં ભંગાણ પડયું. જક્કલાદેવી પણ ત્યાંથી ચાલ્યાં ગયાં, થોડી દાસીઓ પણ ગઇ. માત્ર લક્ષ્મી પ્રફુલ્લ હૃદયે જોઇ રહી.

મુંજ પેલી છોકરી તરફ ફર્યો. "ચાલ બહેન પુરું કર તો–

"તૈલપ તણી નગરી સદા રસગાનતાનવિહીન છે.
તે પૃથ્વી કેરા નાથના પદસ્પર્શથી રાચી રહે."

બોલો બોલો."

કેટલાકો બીહીતા બીહીતા બોલ્યા.

એટલામાં રાજમહેલમાંથી પચીસ ત્રીસ સૈનિકો આયુધો લઇ આવ્યા અને લોકોને વીખેરવા તેમના પર તુટી પડયા.

લોકો જીવ લઇ નાસી ગયા. મુંજે પાંજરામાં ઉભાઉભા હસ્યા કર્યું; સામે અટારી પર લક્ષ્મીએ તે હાસ્યનું પ્રતિબિંબ પાડયું.

## પ્રકરણ ૧૫ મું



### માધવનો સંયમ

બીજે દિવસે સવારે રસનિધિ સ્નાનસંધ્યા કરી શિવને બીલી ચઢાવવાને મિષે જે મહાદેવના પ્રતાપની વાત લક્ષ્મીદેવીએ કરી હતી તેનું દર્શન કરવા ગયો.

શિવાલયમાં વિલાસને ધ્યાન કરતી જોઇ રસનિધિ થોડી વાર ઉભો રહ્યો: અને તે કોમલ લાવણ્યવતી બાલિકાને અરસિક વૃદ્ધોને શોભે એવા પદ્માસનને પણ મોહક બનાવતાં જોઇ. એક પલવાર તેનાં બીડેલાં નેત્રોનો રુપાળો ઘાટ, અંગરેખા અસ્પષ્ટ છતાં અપુર્વ મરોડો તે કવિની દૃષ્ટિએ જોઇ રહ્યો; અને તે જોતાંજોતાં તેનું હૃદય તે વૈરાગ્યની જ્વલંત આંચે ચીમળાઇ રહેલી વેલને રસ સીંચી બચાવવા તલસી રહ્યું.

પોઠીઓ ક્યાં હતો તે તેણે નજરમાં ઘાલ્યું, અને પાસે જઇ શંકર પર બીલી ચઢાવી અને બારણા આગળ જઇ વિલાસ ધ્યાનમાંથી પરવારે તેની વાટ જોતો ઉભો.

થોડી વારે કોઇ આવ્યું. રસનિધિ પાછો ફર્યો અને સત્યાશ્રયને આવતો જોઇ જાણે બીલી ચઢાવી પાછો જતો હોય તેવો ડોળ ઘાલી મંદિરનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

"કોણ છે?" સખ્તાઇથી, ભવાં ચઢાવી સત્યાશ્રય બોલ્યો.

"હું અવંતીનાથનો કવિ છું."

"મહાસામંત છોડવી લાવ્યા તેમાંનો?"

તિરસ્કારપૂર્ણ સવાલથી રસનિધિએ પણ સ્થિર દૃષ્ટિએ જોયા કર્યું. "હા."

"અહીંઆં કેમ આવ્યો છે?"

"શંકરનાં દર્શન કરવા." તોછડાઇથી રસનિધિએ કહ્યું.

"તમારે માટે ગામમાં શિવાલયો ઘણાં છે. આમાં કોઇને જવાનો હુકમ નથી."

"શંકરભુવન સદાએ સઘળાંનેજ માટે હોય છે. અમારે ત્યાં તો એવો નિયમ છે; અહીંઆં કેવો છે તેની મને ખબર નથી."

સત્તાપૂર્ણ ઉચ્ચારણથી સત્યાશ્રયે જોયું: અને આવા નજીવા માણસ જોડે જીભાજોડી ન કરવા માત્ર આટલુંજ કહ્યું: "ઠીક! હવે ખબર પડીને?"

રસનિધિ જવાબ આપે તે પહેલાં સત્યાશ્રય ત્યાંથી ચાલ્યો ગયો. કવિએ થોડી વાર હોઠ દાબી જોયા કર્યું. સરસ્વતીના ભક્તને ન છાજે એવો ગુસ્સો તેના હૃદયમાં ભરાઇ આવ્યો હતો.

તે મંદિરની પાછળ જઇને ઉભો, અને થોડી વારે સત્યાશ્રય બહાર નીકળી રાજમહેલમાં ગયો એટલે તે પાછો મંદિરમાં આવ્યો. વિલાસ મહાદેવજીની પૂજા કરતી હતી.

"કેમ વિલાસવતીબા!" રસનિધિએ પુછ્યું, "શું કરો છો?"

"હમણાંજ ધ્યાન કરી રહી."

"ભલું તમને આવા રમણીય સવારે અહીંઆં કેદ થઇ રહેવું ગમે છે!"

"મને એમાં કેદ લાગતીજ નથી. ધ્યાન કર્યા વિના ચિત્તવૃત્તિનો નિરોધ કેમ થાય?"

"નિરોધ શા માટે કરવો જોઇએ તેનીજ મને તો સમજ પડતી નથી."

"જુઓની. ઉદયામતી નથી તેથી તમને કેટલું શોષવું પડે છે? નિરોધ હોય તો એવું ન સહેવું પડે."

રસનિધિ હસ્યો. "તમને ઉદયામતી યાદ રહી ગઇ લાગે છે."

"હા. આખી રાત તેનાં, અને પેલું તમે નાટક કહ્યું હતું તેનાં સ્વપ્નાં આવ્યા કર્યાં."

"આ તમારો નિરોધ કે?"

"માનમાં જરા કલંક પેઠું છે ખરું." વિલાસે હસીને કબુલ કર્યું, "પણ હું તો હજુ કાચી છું."

"ભોળાનાથ કરે ને તમે પાકાં ન થાઓ."

વિલાસવતીએ મુગે મોઢે શંકર પર ફુલ ચઢાવ્યાં, અને પગે લાગી તે ઉઠી.

"હવે ક્યાં જશો?'

"મૃણાલબાને પ્રણામ કરી આવું."

"મૃણાલબા તો પૃથ્વી-વલ્લભને પાંજરામાં પુરવાના છે તે જોવા ગયાં છે."

"ત્યારે શું કરું પેલું તમારું નાટક કહો જોઇએ. તમારે કહીં જવું છે?"

"ના." રસનિધિએ કહ્યું, "એ નાટક સાંભળી શું કરશો? તેમાં શુષ્ક વૈરાગ્ય નથી, સંયમ નથી, ચિત્તવૃત્તિનો નિરોધ નથી. તેમાં તો

બે નિર્દોષ, નીખાલસ હૃદયનાં હેતાળ બાળકોની કથા છે. તે એકબીજાને પ્રાણથી પણ અધિક માનતાં, એકબીજાને જોવામાંજ મુક્તિની સિદ્ધિ માનતાં. તેમને હૃદયે ત્યાગની અંધારી નહોતી, તેમની ઊર્મિઓ પર અપવાસનો અંકુશ નહોતો. તમે તેમની કથા સાંભળી શું કરશો?"

"મારી બાએ સાંભળી તો હું શા સારું ન સાંભળું?"

રસનિધિ રસભરી દૃષ્ટિથી વિલાસ તરફ જોઇ રહ્યો. "સાંભળો ત્યારે. વિદર્ભરાજના અમાત્ય દેવરાતનો પુત્ર માધવ પદ્માવતીમાં અભ્યાસ કરવા આવ્યો. ત્યાં અચાનક તેણે મદનોદ્યાનમાં અમાત્ય ભૂરિવસુની પુત્રી માલતીને જોઇ અને તે પ્રેમઘેલો થઇ ગયો."

"પ્રેમઘેલો!"

"હા, તમારી ભાષામાં કહીએ તો એક પલમાં તેણે સંયમ અનુભવ્યો."

"તે કેમ?"

"તેણે માલતી પર ચિત્ત ઠેરવી ધારણા કરી; તેની સાથે એકતાનતા સાધી ધ્યાન કર્યું; અને તેનેજ જોઇ રહી, પોતાનું સ્વરૂપ તે વીસરી ગયો–એજ સમાધિઃ—त्रयमेकत्र संयमः[१]"

વિલાસના હસવાનો પાર રહ્યો નહીં. "વાહરે એનો સંયમ!"

"તમને જે માટે આટલાં વર્ષો જોઇએ છે તે તેણે એક પલકમાં અનુભવ્યું."

"પછી?"

"પછી શું? બીચારો માલતી વિના અધીરો બન્યો. તેણે તેના મિત્રને પોતાનું દુઃખ કહેવા માંડયું—"

"શું?"

---

૧ પાતંજલ યોગદર્શન.

"—કે તે હતી ત્યારે જે હૃદય વિસ્મયથી સ્તબ્ધ થયું, ભાવશૂન્ય બન્યું, અમૃતમાં નાખ્યું હોય તેમ આનંદથી મંદ બની રહ્યું—તે તેના વિના અંગારનો સ્પર્શ થયો હોય તેમ બળ્યું બળ્યું થઇ ગયું."૧

"અરે બીચારો!"

"એટલે શું થયું? ન મપાય એવો, ન વર્ણવાય એવો, જન્મારામાં ન અનુભવાયલો એવો, વિવેકના વિનાશથી વધતા મોહને લીધે ગહન એવો વિકાર તેને સંતાપવા લાગ્યો, જડ કરવા લાગ્યો. બીચારો ભ્રમિત થઇ ગયો.૧ આંખમાં આંસુ લાવી મિત્ર મકરંદને કહેવા લાગ્યો: 'મિત્ર! પડી વસ્તુ પરખાતી નથી; સરોવરના શીતલ જલમાં, મીઠી ચંદ્રિકામાં પણ તાપ શમતો નથી. ભાઇ! મન કૈં ચોટતું નથી—ભમે છે—કે કૈં દેખે છે.'૧"

રસનિધિ માત્ર વાત નહોતો કહેતો—ભાવો અનુભવતો હતો. તે વિલાસ, શિવાલય, માન્યખેટ વીસરી ગયો; તેની આંખોમાં કૈં જુદુંજ તેજ આવ્યું. ધીમેથી, તે હૃદયના ઉદ્ગારો ભવભૂતિના શબ્દમાં કાઢવા લાગ્યો:—

"“દુનીઆમાં ચંદ્રકલા છે—ઘણીએ વસ્તુ વિજયી છે. પ્રકૃતિથી મધુર બની મનને આનંદ આપે છે. પણ જ્યારે મારી વિલોચન-ચંદ્રિકા મારી નજરે ચઢી ત્યારેજ મહારાજનો મહોત્સવ થયો." આવો મહોત્સવ કરનારીને કોણ વીસરે? માધવનો કૈં વાંક હતો? તે તો માલતીને અહીંતહીં, અગાડીપછાડી, બહાર અને અંદર દશે દશામાં જોવા લાગ્યો."૧

રસનિધિ અટક્યો. તેણે ઉંડા શ્વાસ લીધો. બોલતાં તેનું હૃદય પીગળી ગયું હતું. નીસાસો નાંખી તેણે કહ્યું:

---

૧ માલતી—માધવ.

"જેણે આ નજ અનુભવ્યું હોય તે પ્રેમ–સમાધિમાં શું સમજે?"

વિલાસ તો આ શબ્દોથી, આ ભાવથી દિઙ્મૂઢ બની જોઇજ રહી. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"વિલાસવતી! આ નાટકનો પહેલો અંક." રસનિધિએ પણ ધોતીઆના છેડા વતી આંખ લુછી.

"કવિરાજ! તમને પણ આંખમાં આંસુ આવ્યાં.?"

"ન આવે! અત્યારે હું પણ માધવનીજ સ્થિતિ ભોગવું છું. કયાં હું ને કયાં મારી ઉદયામતી?"

થોડી વાર બંને જણુ મુંગામુંગાં ઉભાં રહ્યાં.

"બાકીનું નાટક હવે પછી કહેજો" વિલાસે આશ્વાસન આપતાં ધીમા, હેતાળ અવાજે કહ્યું.

"જેવી ઇચ્છા" કહી રસનિધિએ ફરીથી નીસાસો મુકયો.

હેતભર્યાં હૈયાએ ભીની કરેલી આંખો સહિત વિલાસ જોઇ રહી.

"ચાલો ત્યારે રજા" થોડી વારે રસનિધિએ કહ્યું.

"હા." કહી બંને મુગાંમુગાં છુટાં પડયાં.

## પ્રકરણ ૧૬ મું

### ફરી એક પ્રયત્ન

મૃણાલવતીનો ગુસ્સો સંયમની મર્યાદા મુકી આગળ વધ્યો. જપ, તપ, ધ્યાન કે પારાયણે તે શમ્યો નહીં. પૃથિવીવલ્લભનું વિજયી હાસ્ય મન આગળ રમી રહ્યું–પોતાની સત્તા બધા પર બેસાડતું ગયું. શાંત, સપાટ, ને શુષ્ક રણ પર મહેરામણનાં મોજાં ફરી વળવા માંડયાં.

તે અધમતાનો સ્વાદ ચખાડવા ગઇ–પણ પોતે ચાખીને પાછી પડી. મનમાં શંકા થઇ: વિજેતા કોણ–પોતે કે પૃથિવીવલ્લભ? આ ઉપનામથી તે કદી મુંજ વીશે વાત કરતી નહીં–છતાં કોણ જાણે કેમ એ નામ તેનુંજ હોય એવો ભાસ તેને થવા લાગ્યો. એ ભાસ જેમ થવા લાગ્યો તેમ અકળામણ વધવા લાગ્યું.

મનમાં અસ્પષ્ટ રીતે ખ્યાલ ખડો થવા લાગ્યો કે, આ પુરુષ અદ્ભુત અને અપ્રતિમ હતો. બુદ્ધિની મદદથી આ ખ્યાલને તેણે દબાવી દીધો–ભ્રમ લેખી, દૂર કરવા પ્રયત્ન આદર્યો. એમાં શું હતું? તે હતો, માત્ર માણસ જેવો માણસજ. આ વિચાર તેણે હજાર વાર મોટેથી ઉચ્ચાર્યો, છતાં અંતરમાં ગેબી અવાજથી પ્રશ્નનો પડઘો પડયો: "શું માણસ જેવોજ માણસ?"

બપોર પડી. સૂર્યનારાયણના પ્રતાપથી ડરી પૌરજનો ઘરમાં ભરાઈ બેઠા; રસ્તાઓ શૂન્ય થઈ રહ્યા; નગર પર નિર્જનતાના જેવી શાંતિ પ્રસરી ગઈ. પોતાના એકાંત ખંડની નિર્જનતામાં પણ વિચિત્ર વિચારોએ કરેલી ગીચ વસ્તીમાં તે ગુંચવાઈ, અકળાઈ બેઠી.

તેનું પ્રભાવશાલી મગજ આ નવા અકળામણને શમાવવા અને મુંજને નમાવવા નવાનવા પ્રયોગો શોધવા મંડયું. શોધ ઘણી કરી, પણ એકે જડયો નહીં.

તેણે બારી ઉઘાડી. રસ્તો નિર્જન હતો, અને ગરમ પવન વાતો હતો. મહા મહેનતે કેળવેલા નિર્દ્વંદ્વતાને પરિણામે આ તાપનો તેને હીસાબ નહોતો. છતાં, જંગલમાં દાવાનલ ભભુકતા પહેલાં જેમ પાતરાંઓમાં પડયોપડયો ધુમાય તેમ કૈં અંતરમાં થતું; અને તેનો તાપ આછો, અસ્પષ્ટ તેના હૈયાને શેકવાની શરુઆત કરી રહ્યો હતો.

થોડે દૂર એક અગાશીમાં એક સ્ત્રી લુગડાં સુકવતી હતી. તાપના પ્રતાપે નિરાધાર બનેલું શહેર સ્મશાન સમું શાંત હતું. તે શાંતિમાં પેલી સ્ત્રી ગાતી હતી તે સંભળાયું:

"તૈલપ તણી નગરી સદા રસગાન—"

મૃણાલની આંખમાંથી અંગાર વર્ષ્યા. તે ક્રોધની ભભુકતી જ્વાલ શમાવતાં ધ્રુજી ઉઠી. તીરંદાજ સૈનિકને બોલાવી પેલી સ્ત્રીને વીંધી નાંખવાનો હુકમ કરવાનું મન થયું; પણ એ કૃત્ય કેવું મુર્ખાઈભરેલું દેખાય તે વિચાર આવતાં તેણે મનને રોકયું. આ બધી અશાંતિનું મુળ કારણ તો મુંજ હતો. આ નિર્જીવ પ્રજા પર શા માટે તેનો કાળ કાઢવો?

તેણે ગુસ્સો રોકી પાછો વિચાર કરવા માંડયો: શી રીતે મુંજ મહાત થાય? કાષ્ઠપિંજર તો મુંજની મહત્તા સ્થાપવાનું સિંહાસન

બન્યું હતું; તેલંગણની પ્રજા તેના શબ્દોનો ઉચ્ચાર કરતાં પોતાના ફરમાનોનું પણ ઉલ્લંઘન કરી રહી હતી. શો રસ્તો?

તે બીજા છજામાં ગઈ. ત્યાંથી કાષ્ઠપિંજર દેખાતું હતું. તેના હુકમથી સૈનિકો પાંજરાની ચારે પાસ ફરી વળ્યા હતા, અને ચોકી કરતા હતા.

આ તાપમાં આવી સ્થિતિમાં પણ મુંજ તેવો ને તેવો ઉભો હતો; અને બે ત્રણ સૈનિકો જોડે વાત કરતો હતો. તેનું મોં હસતું હતું; તેની આંખોમાં આનંદ હતો; તેનું ગૌરવ અભંગ હતું; તેનું શરીર અણનમેલું ને પ્રભાવદર્શી તેજ પ્રસારી રહ્યું હતું.

તેની છજાની બારી ઉઘડતાં મુંજે ઉંચું જોયું ને પ્રતાપી સૌંદર્યે અપૂર્વ દેખાતા મુખ–ધનુષ્યમાંથી એક ભયંકર હાસ્યબાણ મૃણાલ તરફ માર્યું. ગુસ્સામાં, પગ ઠોકી તે છજામાંથી પાછી આવી ને જોરથી બારણું બંધ કર્યું.

"કોઈ છે કે?" વિકરાલ અવાજે તેણે બરાડો માર્યો.

"બા!" એક દાસી આવી.

"રણમલ્લ નાયક છે કે?"

"બા! જોઉં."

થોડી વાર તેણે આમતેમ ફર્યા કર્યું અને નાયક આવી પહોંચ્યો.

"રણ!" સખ્તાઈથી તેણે કહ્યું.

"બા," નાયક હાથ જોડી, આ સખત અવાજથી ધ્રુજતાં બોલ્યો.

"આ પ્રમાણે તારા માણસો ચોકી કરે છે?"

"કેવી—"

તેણે જઇ છજાનું બારણું ઉઘાડયું ને રણમલ્લને પાંજરું બતાવ્યું.

"આ પેલા ચોકી કરે છે કે હોળી ખેલવા નીકળ્યા છે? દરેકને કહી દે કે જો કોઇએ મુંજ જોડે વાતચીત કરી તો તેનો કાલે વધ કરવામાં આવશે."

"જેવી આજ્ઞા" કહી નાયક પાછો ગયો.

જેમ સાંજ પડવા લાગી તેમ તેના હૃદયમાં પણ શાંતિ પ્રસરવા લાગી; અને આ ગુસ્સો તેને નિરર્થક લાગ્યો. મુંજ પાપી હતો—દયાને પાત્ર વધારે લાગ્યો. આવા માણુસ તરફ ગુસ્સો કરવો તે તેને ભુલ લાગી. અધમ તરફ ક્રોધ કરવો, તેને ત્યાજ્ય તરીકે તરછોડવો એ એને પોતાના નિયમની વિરુદ્ધ લાગ્યું. મુજ છેક તો ખરાબ નજ હોય. દરેક મનુષ્યના હૃદયમાં કોઇ એક સદ્‌ગુણનો સ્તંભ મળી આવેજ; અને તેને આધારે જો પુનઃરચના થાય તો જરુર ને હૃદય નિષ્કલંક થાય. તેને પોતાને પોતાની ભુલ માટે પશ્ચાત્તાપ થયો. તેણે મુંજને વધારે વાત કરવા દીધી હોત તો જરુર તેના સ્વભાવમાં છુપાયલો સદ્‌ગુણનો સ્તંભ હાથ લાગત. આ વિચારમાલાના મણુકા ગણતાં તેને પોતાની અપૂર્ણતાનું ભાન થયું: અને પૂર્ણતા પ્રાપ્ત કર્યાની જે ખાત્રી હતી તે નષ્ટ થવા લાગી.

સાંજના તૈલપરાજ મળ્યા.

"કેમ બા! કેમ આજે દેખાયાં નહીં?"

મૃણાલ ગુંચવાઇ; જીવનમાં પહેલી વાર શો જવાબ દેવો તે તેને સુઝયું નહીં.

"તારી કીર્તિનો વિચાર કરતી હતી."

"હવે શો વિચાર કરવો બાકી રહ્યો છે?"

"મુંજનું માન હજુ ઉતર્યું નથી ત્યાં સુધી બધુંજ બાકી છે."

તેલપની ઝીણી આંખોમાં રતાશ આવી.

"હા! મેં સાંભળ્યું કે કાષ્ઠપિંજરમાં પણ તેની નફ્ફટાઇ તે છોડતો નથી."

"હા. હું પણ તેનો ગર્વ ગાળવાનો ઉપાયજ યોજું છું."

"શા માટે? કાલે રાજસભામાં એને બોલાવવો છે; એટલે ત્યારે હું એનો ગર્વ ગાળીશ."

"હા. તું ગભરાતો નહીં. હું એને એના દુષ્કર્મનો પુરેપુરો પશ્ચાત્તાપ કરાવીશ."

"તમારા પ્રભાવમાં મને શ્રદ્ધા છે" તેલપે કહ્યું. "અને કાલે રાજસભામાં એની પાસે પાદપ્રક્ષાલન કરાવીશ ત્યારે એ સીધો દોર થઇ જશે."

"ભાઇ! સમાલીને કામ લેજે. એ બીજા રાજાઓ જેવો નથી. એને વાળવો કઠણ કામ છે."

"બા! તમારો આશીર્વાદ ને તમારી સલાહ; પછી કોની મગદુર છે કે સામે થાય?"

"ને હમણાં હું એને મળવા જાઉં છું તો."

"કેમ?"

"એને એનાં કલંકિત જીવનનો ખ્યાલ પુરેપુરો કરાવવો છે. મારી કીર્તિ પર એણે કેટલી ધુળ નંખાવી છે, મારા પર કેવાંકેવાં કાવ્યો ને નાટકો રચ્યાં છે ને રચાવ્યાં છે. એ બધાંનો ચુકતે હીસાબ આપવો છે."

"ત્યારે એનો હાલ વધ તો કરાવીએજ નહીં?"

"ના ભાઇ! એ વિજય માત્ર ઠુંઠજીવી થઇ પડશે. જેમ એ રીબાશે, જેમ એ માનભંગ થશે–તેમાંજ કીર્તિ વધશે. આવા દુશ્મન પર દોર બેસાડવો એ બધા ચક્રવર્તીઓના નશીબે નથી લખાયલું હોતું."

"ઠીક! ત્યારે, આજે તમે મળો, કાલે રાજસભા છે. પછી જોઇએ એ કેમ ચાલે છે! કાષ્ઠપિંજરની પાસે સૈનિકોની ચોકી તમે મુકાવી?"

"હા. તેં નહીં જોયું, પ્રજાજન પાસે તારી ઠેકડી કરાવતો હતો."

"હા, મને દેવીએ કહ્યું. મને તો એની જીભ ખેંચી કઢાવવાનું મન થયું, પણ તમારી સંમતિ નહોતી એટલે માંડી વાળ્યું. ઠીક, કૈં નવીન હોય તો રાતે કહાવજો.

"હા."

તૈલપે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને મૃણાલે આશીર્વાદ દીધો.

* * * *

મૃણાલના હૃદયમાં એક ડંખ થયો. શું તેનું હૃદય કલંકિત થયું? શા માટે તેણે તૈલપને દીલ ખોલીને વાત ન જ કરી? શા માટે પોતાના તર્કવિતર્કો દબાવવા તેણે મિથ્યા વાતો કર્યા કરી?

પણ આ વાતથી પોતાના ને પોતાના ભાઇના પ્રતાપમાં તેને જે અડગ શ્રદ્ધા સરવા લાગી હતી તે પાછી દઢ થઇ. મુંજના ખોટા આડંબરથી તે અંજાઇ ગઇ હતી; નિરાધાર કેદીની નફ્ફટ વાતોથી મહાત થઇ હતી. પોતે કેવી મૂર્ખ હતી કે આમ અંજાઇ ગઇ, આમ મહાત થઇ? તેના હૃદય જેવા નિષ્કલંકી હૃદયને આ ઘટે? વિચારો જુદી દિશા તરફ વળ્યા, હૈયામાં હામ આવી, ને સરી જતી સ્વસ્થતા સુદૃઢ કરી તે મુંજને મળવા તૈયાર થઇ.

એ માણસના વિચારે વિચાર જાણવા, એના કર્તવ્યહેતુનું પૃથક્કરણ કરવું, એની જીવનજાળનાં ગુંછળાં ઉકેલવાં એ તેના જેવી પ્રતાપી યોગિની ને મુત્સદ્દી શીવાય કોણ કરી શકે? એ કાર્યમાંથી ડગવામાં તેને કાયરપણું લાગ્યું. તેનો ભાઇ તો પાદપ્રક્ષાલન મારી ઠેકડી કરાવશે; પણ પોતે નિષ્કલંક જીવનની પ્રબલ સત્તાથીજ આ અધમ અવંતીનાથ પાસે પશ્ચાત્તાપના જલે પોતાના પગ ધોવડાવશે.

લક્ષ્મમલ્લને બોલાવી તેણે હુકમ કર્યો કે, મુંજને પાંજરામાંથી ભોંયરામાં લઇ જવો. આ કામ કરી નાયક પાછો આવ્યો કે તેને સાથે લઇ તે મુંજને મળવા ગઇ.

## પ્રકરણ ૧૭ મું



### કોણ કોને શીખવે?

સખ્તાઈમાં સંકોચાયલી ભમરો, સંયમથી નિયમિત ને ધીમાં થયલાં ડગલાં મૃણાલના મનના ભાવોનો ખ્યાલ આપતાં હતાં; તો પણ હૃદય પહેલાં જેવું સ્વસ્થ નહોતું. શ્રદ્ધા પહેલાં જેવી અડગ નહોતી.

પાછળ આવતાં રાજવિધાત્રીની ભયંકર મુખમુદ્રા જોઈ મશાલચી કાંપવા લાગ્યો; ભોંયરાના રખેવાળ આવે વિચિત્ર વખતે મૃણાલબાને જોઈ, અણચીંતવ્યા સંયોગોની ઝાંખી થવાથી ત્રાસવા લાગ્યા.

ભોંયરાનાં બારણાં ખુલ્યાં; અને બાના હુકમ પ્રમાણે અંદર મશાલ મુકી મશાલચી બહાર આવીને ઉભો.

મૃણાલ અંદર આવીને ભોંયરાના અંધકાર સાથે દૃષ્ટિ પરિચિત કરવા લાગી.

એક ખુણામાં અવંતીનાથ માથું હાથ પર ટેકવી પડ્યો હતો. તેણે ધીમેથી ઉંચું જોયું ને મીઠાશથી કહ્યું: "આવો! હું તમારીજ વાટ જોતો હતો."

વાક્ય બહુ સાધારણ હતું, અવાજ એવો માયાભર્યો હતો કે તેના હૈયાએ જે જે બખ્તરો સજ્યાં હતાં તે બધાંના બંધ તુટવા માંડ્યા.

"મારી?"

"હા." પડયાંપડયાંજ પૃથિવીવલ્લભે કહ્યું, "મને તો ખાત્રી હતી કે તમે આવ્યા વિના નહીં રહો. કેમ છો? ખુશી તો ખરાં?" તેના અવાજે મોહક વાતાવરણ પ્રસારવા માંડયું. મશાલના અજવાળામાં પણ તેની આંખો હસતી જણાતી હતી.

મૃણાલે દઢતાથી કેડે હાથ મુકયો ને ક્ષોભ દબાવી કહ્યું: "મુંજ! મુંજ! તારામાં સમજવાની અક્કલ નથી કે સમજેલું કહેવાનું નીખાલસપણું નથી. હું મારી ગરજે નથી આવી; તારા આત્માનો ઉદ્ધાર કરવા આવી છું. પાપપંકમાં મહાલી રહેલા તારા નઠોર આત્માને શુદ્ધિને પવિત્ર પંથે ચઢાવવા આવી છું."

"મૃણાલવતી! પારકાના ભલાને માટે પરમાર્થ કરવો તેની કૈં કીંમતજ નહીં." ઠંડે પેટે મુંજે કહ્યું.

મૃણાલે નિરાશામાં કપાળ પર હાથ મુકયો. "પોતાના ભલાને માટે તે પરમાર્થ થતો હશે?"

"બીજા શા માટે?" મુંજે ધીમેથી બેઠાં થતાં કહ્યું, "મેં પણ પરમાર્થ કર્યો છે. મેં પણ ગરીબોને તાર્યા છે ને દુખીઆનાં દુઃખ નીવાર્યાં છે; પણ તેમના ભલાને માટે નહીં, મારા સ્વાર્થને ખાતર–એ પરમાર્થ કરવામાં મારું હૃદય તૃપ્ત થતું હતું તેથી–મારી અહંતા સંતોષાતી હતી તેથી–મારું મન રાચતું હતું તેથી. પારકાનું ભલું કરવાનો આડંબર કરવો એ પણ અહંકાર સંતોષવાનો એક રસ્તો છે."

મૃણાલ મુગી થઇ ગઇ. પોતે મુંજનું ભલું કરવા આવી હતી કે પોતાનો અહંકાર સંતોષવા? મુંજનાં સૂત્રોમાં કૈં ન સમજાય એવી સત્યતા ભાસવા માંડી, છતાં તેણે હીંમતથી જવાબ આપ્યો:

"આ પણ તારી નફફટાઇનું એક લક્ષણ છે."

"હશે" હસીને મુંજે કહ્યું, "બોલો હવે કેવે પંથે મને ચઢાવવા આવ્યાં છો?"

"નિષ્કલંક જીવનમાં—"

એકદમ મુંજે આગળ ડોકું કરી કહ્યું: "નિષ્કલંક! મૃણાલવતી! જે કલંક જાણતા હોય તેને નિષ્કલંક થવાની પરવા હોય. તમે મને શું શીખવવાનાં હતાં? તમે રાજાનાં પુત્રી, સુરક્ષિત પ્રાસાદમાં ઉછરેલાં, સત્તામાં પોતાને પૂર્ણ માની બેઠેલાં, વૈરાગ્યના અભિમાનમાં ફાલેલાં તમે મને શીખવશો?" ઘણીજ મમતાથી મુંજે પુછ્યું. પછી તે હસી પડયો.

"દરેક જણમાં બુદ્ધિ હોય તો શીખી શકે."

મુંજ પાછો હસ્યો. "મારામાં બુદ્ધિ છે; છતાં તમે શીખવી શકો નહીં. શીખવવાનું કોને હોય કે જે દુઃખી હોય, અધુરો હોય તેને. મને દુઃખ સ્પર્શતું નથી, અપૂર્ણતા હું અનુભવતો નથી; પછી મને કેમ શીખવશો? અને નહીં તોપણ મારે શું શીખવાનું બાકી રહ્યું છે?"

"કેટલું અભિમાન!"

"તમે ભલે માનો. પણ મારી કથા તમે કયાં જાણો છો? કોઇ અનાથનો ત્યાગેલો છોકરો હું: આજે પૃથિવીનો વલ્લભ છું. મને સિંહણોએ દુધ પાયાં છે ને ગજરાજોએ પવન નાંખ્યો છે. મેં ભીખ માંગી છે; ને સિંહાસનો દાનમાં દીધાં છે. મેં દુખીઆ માટે દેહ આપી છે, ને સુખીઆની દેહની કચ્ચરો કરી છે. મેં રમણીઓના રસભંડારો લુંટયા છે; ને લક્ષ્મી સમાન લલિતાઓનો શિરચ્છેદ કર્યો છે. શ્રુતિવાક્યનો પાઠ કરતાં, દેવને પણ દુર્લભ એવી તપશ્ચર્યા આદરી છે; ને શૃંગારસત્રોને ગુંજતાં, બીભત્સ રસનો પણ સાક્ષાત્કાર કર્યો છે. હવે શું બાકી રહ્યું?" કહી માથું પાછળ નાંખી જવાબની વાટ જોતો મુંજ થોભ્યો.

આ વાક્યો ઉચારતાં દંતાવલિની વિદ્યુત્‌થી દીપતું તેનું મુખ વર્ષાઋતુની સંધ્યાસમું હૃદયભેદક બની રહ્યું; આંખમાંથી રેડાતી મીઠી ધારાઓએ ચારે તરફ રસ પ્રસાર્યો. થોડી વાર તે જોઇ રહ્યો, ને મિત્રભાવના ઉમળકાથી કહ્યું:

"મૃણાલવતી! આ બધા અનુભવો થયા છતાં પણ હું સુખી રહ્યો છું, માગમાં મેં કલંક જોયું નથી. તમે મને શું શીખવવાનાં હતાં?"

મૃણાલથી કંઈ જવાબ ન દેવાયો. તેનું ગળું બંધ થઇ ગયું, અને મન કામ કરતું અટકી પડ્યું.

"શીખવાનું તો તમારે છે–જીવનનો લહાવો લુંટવાનો તો તમારે રહ્યો છે. કુસુમની શૈયામાં સમાયલું રહસ્ય તમારે શીખવાનું છે. રસતાનમાં કેમ નાચવું તે તમારે શીખવાનું છે—"

મૃણાલે ગુસ્સામાં હાથ ઉંચો કર્યો. તેની દરકાર કર્યા વિના મુંજે આગળ ચલાવ્યું:

"કોઇ રસિકની સોડમાં—"

"પાપી!—" મૃણાલે દાંત કચકચાવી કહ્યું.

મુંજ હસ્યો. તે ઉભો થઇ પાસે આવ્યો. "રસસાગરનું મંથન કરતાં શું સાંપડે તે શીખવાનું છે."

"ચંડાલ! નફ્ટ! લંપટ!" દાંત કચકચાવી મૃણાલે કહ્યું. તેની આંખ લાલ થઇ રહી; તેની કપાલની નસો તરી આવી. "કાલે સવારે જોજે."

"ઠીક! અને કાલે સાંજે તમે જોજો" હસીને તેણે કહ્યું, "હું તમારી વાટ જોઇશ."

"મારી વાટ?" મૃણાલને મોઢે ફીણ આવ્યાં.

"હા! તમને બધું શીખવવાનું છે ને—"

"દુષ્ટ! તારી જીભ—"

"મારી જીભે તો તમારા જેવી કૈંક માનિનીઓ વશ થઇ છે." શાંતિથી મુંજે કહ્યું, "પૃથિવીવલ્લભના હૃદય પર હૃદય સ્થાપ્યા વિના તમારો આરો નથી—"

મૃણાલ ક્રોધાગ્નિથી બળી ઉઠી. તેણે સામે ઉભેલા મુંજને જોરથી તમાચો માર્યો. મુંજ ખડખડ હસી ઉઠયો, અને પોતાના હાથમાં મૃણાલનો હાથ પકડી દાબ્યો, લઇને પોતાને હોઠે અરાડયો.

વિષદંશ થયો હોય એમ મૃણાલે બરાડો માર્યો; તેના ડોળા ફાટી ગયા; તે અંગેઅંગ કંપી ઉઠી.

સામે, નયનોમાંથી અમી વર્ષાવતા પૃથિવીવલ્લભે મીઠાશથી હસ્યા કર્યું.

"કોઇ છે કે ?"

"બા !" રણમલ્લ આવ્યો.

"આ પાપીના હાથ કેમ નથી બાંધ્યા ?"

"હા ! રણમલ્લ !" મુંજે ઠંડે પેટે કહ્યું.

"તારી શૃંખલા લાવ કે હૃદયની શૃંખલા તો છુટે, નહીં તો તેનો પ્રભાવ દુઃસહ થઇ જશે."

ક્રોધવશ થયલી સીંહણની માફક મૃણાલે ધુરકયા કર્યું. રણમલ્લ ને બીજા સૈનિકોએ મુંજને હાથે સાંકળ પહેરાવી.

"રણમલ્લ ! આ પાપીના હાથે મારો સ્પર્શ કર્યો છે. એનો હાથ ડામ."

"હમણાં ?" વિસ્મય પામેલા નાયકે પુછ્યું.

"શું ?" મૃણાલે આ પ્રશ્નની ધૃષ્ટતા જોઇ ગર્જના કરી.

રણમલ્લ થરથર ધ્રુજી ઉઠયો તેણે એક ભાલો લઇ, મશાલ ઉપર ગરમ કર્યો.

"ચાલ, કેટલી વાર ?" અધીરાઇથી મૃણાલે પગ ઠોકયો.

"હા બા ! અલ્યા એનો હાથ પકડો."

"મૃણાલવતી ! શા માટે તસ્દી લો છો ?" મુંજે મીઠાશથી કહ્યું, "તમારા સ્પર્શથીજ બીચારાં અંગો જળે છે; એને બાળવાને બહારના અગ્નિની જરુર નથી."

"ચાલ !" મૃણાલે જવાબમાં રણમલ્લને કહ્યું.

સૈનિકો મુંજનો શૃંખલાબદ્ધ હાથ પકડવા ગયા; પણ ક્યાં સુધી બાંધેલા હાથે પણ તેણે સૈનિકોને થકવ્યા.

"કાયરો! હીચકારાઓ! જો આને ડામશો નહીં તો આ પલે તમારો વધ કરાવીશ" હોઠ કરડી મૃણાલે કહ્યું.

નિરાશાની હીંમતથી સૈનિકો મુંજના હાથ પર તુટી પડયા, અને મહા મહેનતે જમણો હાથ સ્થિર ઝાલી રાખી શક્યા. સૈનિકોને થકવવાનો શ્રમ વેઠતાં પણ મુંજ નીરાંતે ઉભોઉભો હસતો હતો

રણમલ્લે ગરમ કરેલો ભાલો ચાંપ્યો. મુંજ કંઈ બોલ્યો નહીં. તે દાબીને ચાંપ્યો-ને નરમાંસ બળવાની દુર્ગંધ ભોંયરામાં પ્રસરી રહી.

જાણે હાથ પોતાનો હોયજ નહીં તેમ સ્વસ્થ પૃથિવીવલ્લભ બેદરકારીથી નયનબાણે મૃણાલને મોહવશ કરતો ઉભો રહ્યો.

દુર્ગંધ નીકળતી જોઇ મૃણાલે કહ્યું: "બસ."

"અરે તમારી!" મુંજનો અવાજ તેવોજ શાંત, માત્ર જરા તિરસ્કારભર્યો આવ્યો. "આટલેથીજ તમે રાજી થાત એમ જાણ્યું હોત તો ઉભોઉભો હુંજ હાથ બાળત."

શું જવાબ દેવો તે મૃણાલને સુઝ્યું નહીં; તે જવા ફરી.

"મૃણાલવતી! આ ડામની દવા દેવા કાલે આવજો હોં."

પાછું જોવાની પણ સ્વસ્થતા ન હોવાથી મૃણાલ ફાળ ભરતી ત્યાંથી ચાલી ગઇ.

Scanned by CamScanner

# પ્રકરણ ૧૮ મુ

## નિરાધારતા

મૃણાલવતી ગઇ–નાઠી. તે પોતાના ખંડમાં ગઇ–મૃગચર્મની પથારી પર પડી. તેનું મગજ ચકર ચકર ફરતું–તેનું હૃદય ન સમજાય એવું તાંડવ નૃત્ય ખેલતું હતું.

તેનાં રોમેરોમે અગ્નિની જ્વાલા ઉઠતી. તેને શ્વાસેશ્વાસે તે જ્વાલાઓ વધતી. આટલા વર્ષના જીવનમાં આ ક્ષોભ, આ ગભરાટ, આ જ્વાલાઓ તેણે જોઇ નહોતી, તેનો પ્રતાપ અનુભવ્યો નહોતો.

વાસનાપૂર્ણ વાકયો, પુરુષનો સ્પર્શ, પુરુષ કે સ્ત્રીનું ચુંબન–આ બધાથી તે અપરિચિત હતી. તેના આવા અચાનક પરિચયથી તે ત્રાસી ઉઠી. તેનાં અંગેઅંગ કાંપવા લાગ્યાં. આવા અઘોર કલંકમાંથી કેમ બચવું તે તેને સુઝયું નહીં.

તેના જેવી નિષ્કલંક, જીવન્મુક્તને આવા પાપાચારીનો સ્પર્શ? જીભ કરડવી? ભીંત સાથે માથું ફોડવું? અગ્નિમાં ઝંપલાવવું? આ કલંક કેમ દૂર કરવું? એ કૃત્ય જોઇ પૃથ્વી કેમ રસાતલ ન ગઇ? સૂર્યનારાયણ કેમ ન થંભ્યો? ધરતીમાતાએ કેમ માર્ગ ન આપ્યો? પોતે બધા આનંદો ત્યાગ્યા હતાં–લોકો પાસે છોડાવ્યાં હતા. પોતે શું મોઢું લઇ બેસી રહે? તેના ગુંગળામણનો પારજ ન રહ્યો:–

તેના આત્મ-તિરસ્કારનો પ્રવાહ તેની શાંતિ, બુદ્ધિ, સ્વસ્થતાને ઘસડી ગયો; તે ડુબતા માણસની માફક તરફડીઆં મારી રહી.

અને તેનું અપમાન! પોતે કોણ? સમ્રાટની કુંવરી, સમ્રાટની બ્હેન, સામ્રાજ્યની વિજ્ઞાની-તેનું આવું અપમાન! તેના મુખની આસપાસ અસહ્ય જ્વાલાઓ ભભુકવા લાગી; તેની આંખોમાંથી ઉકળતા લોહ સમી અશ્રુધારાઓ વહી રહી અધમ, લંપટ, પાપાચારી મુંજ તેની સાથે આ પ્રમાણે વર્ત્યો? ભલે મુંજને ડામે, તેનો શિરચ્છેદ કરાવે, તેના ટુકડા કરાવે, તોપણ થયું અપમાન કેમ અણ-થયું થાય? તેણે કરેલું ઘોર કર્મ કયો દંડ વીસરાવે?

પોતાની નિરાધારતાનું ભાન આવતાં તેના અકળામણનો પાર રહ્યો નહીં-તેણે કચવાટમાં હાથ પગ પછાડયા, મુઠીઓ વાળી, દાંત કચકચાવ્યા. બધા વિચારો નિરર્થક લાગ્યા. મુજ-પાપી, લંપટ મુંજ વિજેતા થયો. પોતે અધમ, કલંકિત થઇ; અને આ સ્થિતિમાંથી નીકળવાનો રસ્તો રહ્યો નહીં.

અને પોતાની નિર્જીવતાનું ભાન પણ થયું. તેની આત્મશ્રદ્ધા જે પહેલાં માત્ર ડગવા માંડી હતી તે અદૃષ્ટ થઇ. તેણે મુંજને મહાત કરવાના વિચારો કર્યા હતા-પોતાની, તૈલપની સત્તાના દોરથી તેને બાપડો બીચારો કરવાનો ઇરાદો રાખ્યો હતો-પોતાની બાહોશીથી તેને દબાવી શરમીંદો બનાવવાની આશા રાખી હતી આ બધાં વિચારો, ઇરાદાઓ, આશાઓ ધુળમાં મળી ગયાં. સેના ગમે તેને પતિ માને, માલવા કે તેલંગણનો ગમે તે માલીક હોય, પોતે ગમે તેવી જીવન્મુક્ત હોય, તો પણ મુંજ પૃથિવીવલ્લભ તે પૃથિવીવલ્લભજ રહેવાનો. તે શરમાઇ, મુંગળાઇ-આ ખ્યાલ તેના મગજ આગળ સ્પષ્ટ થયો: તે અધમમાં અધમ હતો છતાં તેનો પ્રતાપ અણુઆંખ્યો હતો-તેનું વ્યક્તિત્વ સહુથી નીરાળું ને પ્રતાપી હતું. તેલંગણ જેવી તેના

તરફ દ્વેષ ધરનારી પ્રજાને પણ તેણે ગાતી નાચતી કરી; તેના જેવી પ્રતાપી, મુત્સદ્દી ને શરમીંદી કરી; માલીકની સત્તાથી તેણે તેના જેવી પ્રભાવશાલી, ભયંકર સ્રીને પણ અધમતાનો કડવો અનુભવ કરાવ્યો: દીલ પર અંગારાનો ડામ પડતાં પણ તે તેવોને તેવો–પૃથિવી–વલ્લભજ રહ્યો.

તેની નજર આગળ મુંજનું તેજસ્વી, પ્રતાપી, હસતું મુખ તરી રહ્યું. જ્યારે રણમલ્લે ડામ દીધો, જ્યારે તે પોતે પણ ચીસોચીસ પાડત ત્યારે પણ તેના મુખની શાંતિ અણભેદાયલી રહી, તેની આંખો હસતી ને હસતી રહી, તેના મુખ પરની મીઠાસમાં જરાય મિશ્રણ થયું નહીં.

મુંજની મહત્તાનો વિચાર કરતાં તેનું અભિમાન ચૂર્ણ થઇ ગયું. નિરાશામાં તેનો ગર્વ કંગાલ હાલતમાં આવી પડ્યો. તે માણસ નહોતો–દેવ હતો; તે મહાન થાય એમ નહોતો–દુર્જય હતો. તે પોતે, તૈલપ, ઇંદ્રરાજ પોતે, ક્ષુદ્ર ને નિર્જીવ હતાં–માત્ર તેજ હતો–પૃથિવીનો વલ્લભ !

તેણે ભોંય સાથે માથું અફાળ્યા કર્યું. તેની આંખોમાંથી આંસુ સુકાયાં; પણ હૃદયનો ઉદ્વેગ વધતો ને વધતો ગયો.

## પ્રકરણ ૧૯ મું

### કાલરાત્રિ

મૃણાલે તરફડ્યા કર્યું; પણ તરફડે ક્રોધનો તાપ ગયો છે કે તેનો જાય? તેણે ભોંયપરથી ઉઠી ફરવા માંડયું–બારી આગળ ઉભી રહી–બારણા તરફ જઇ પાછી આવી. તેની જીભ સુકાઇ ગઇ હતી. કરડી કરડી તેના હોઠ પર લોહી તરી આવ્યું હતું; તેની આંખો અણુપાડેલાં અશ્રુઓથી લાલ થઇ રહી હતી.

તે ફરીથી ધ્યાન કરવા બેઠી. કઠણમાં કઠણ આસન વાળી નિર્દ્વંદ્વની સિદ્ધિ સાધવા બેઠી. દાસી ભોજનનું પુછવા આવી પણ મૃણાલબાને આસન વાળી બેઠેલાં જોઇ મુગે મોઢે ચાલી ગઇ.

રાત આવી લાગી–ઘડીઓ પર ઘડીઓ ગઇ; પણ સ્થિર આસનની તપશ્ચર્યા સાધતી મૃણાલના મગજમાં ન આવી સ્વસ્થતા કે ન આવી એકાગ્રતા.

પહેલાં ચિત્ત તરફડીઆં મારતું હતું–હવે તે ડુબવા લાગ્યું–નિરાધાર બની ઉંડું ને ઉંડું જવા લાગ્યું. ડુબતા માણસના મરણની અણીને વખતે બેભાન થતા મગજ આગળ પ્રિયતમાની મૂર્ત્તિ ખડી થાય તેમ, તેના ઉંડા ને ઉંડા જતા ચિત્ત આગળ એક જ મુખ રમી રહ્યું–પૃથિવી–વલ્લભનું. વખત વણમાપ્યો ચાલ્યો ગયો.

તેના મગજ પર બેભાની પ્રસરી રહી, કૈંક નિદ્રાનો ધીમેધીમે સંચાર થવા લાગ્યો,

તે ઝોકાં ખાતી હતી કે નહીં તેનું તેને ભાન ન રહ્યું–તેને સ્વપ્ન આવતું હતું કે શું તે પારખવા જેટલી તેનામાં શુદ્ધિ રહી નહોતી.

માત્ર એક મુખ દેખાયા કરતું–તેનાં અનેક રૂપાંતરો થતાં, છતાં પણ તે તેનું તેજ રહેતું. વિશાલ આંખોમાંથી આકર્ષક રસ ઝરતો–મીઠું મુખ અનેરી મોહિનીથી નિમંત્રણ દેતું. સાથેસાથે એક ચણચણાટ રહેતો–આ કલંક ક્યારે જશે?

પરિસ્થિતિ બદલાતી ચાલી–પ્રસંગો કૈં અવનવા આવ્યા–પણ તે મુખ હતું તેમજ રહ્યું. મૃણાલને તેને આંખ આગળથી ખસેડવાની ઇચ્છા કરવા જેટલી પણ શક્તિ રહી નહીં. તેનું માથું છાતી પર ઝુકી પડ્યું.

મનોરાજ્ય વિકાસ પામ્યું–મુખને બદલે આખો મુંજ ખડો થયો. કારાગૃહ દેખાયું– તેના અંધકારમાં હજાર સૂર્યની કાંતિથી દીપતો અનુપમ નરોત્તમ તેણે જોયો. તેનો હાથ બળતો જોયો–તેમાંથી જ્વાલા નીકળતી જોઇ ને પોતાને રોમેરોમ અગ્નિ વ્યાપ્યો.

પીસ્તાળીશ વર્ષ સુધી તેણે બ્રહ્મચર્યવ્રત સેવ્યું હતું. કદીએ અનંગની અકલ્પ્ય હકુમત તેના અંગ પર ચાલી નહોતી. જુવાનીનો ઝરો ફુટ્યો નહોતો–ફુટતાં પહેલાં ભૂમિમાં સમાઇ ગયો હતો.

આ અપરિચિત સ્રીને આ અગ્નિ દુઃસહ લાગ્યો, તેમ જ એ અગ્નિની જ્વાલ આનંદમય લાગી. અડધી ઉંઘમાં મુંજે કરેલા ચુંબનનું ચેતન તેને રગેરગ વ્યાપ્યું.

તેણે આ ભયંકર નિરાધારીમાંથી છુટવા, આ પાપ–સમાધિમાંથી જાગવાને ઘણા પ્રયત્ન કર્યા; પણ નાગપાશે બંધાઇ હોય તેમ તે

નિરાધાર બની અને તેનું ચિત્ત એવું ઊંડું જતું ગયું કે પાછું ખેંચવાનું સાધન જણાયું નહીં.

એકદમ તેણે મુંજને જોયો—તેનાં અંગેઅંગની મોહકતા વિસ્તાર પામતી જોઈ—જાણે તે તેના તરફ ખસ્યો, તેને હાથમાં ખુંદી નાંખી —ને પોતે પડી!

તે ઝબકી જાગી. વિષદંશ થયો હોય તેમ ઉઠીને ઉભી થઈ ગઈ— વિહ્વલ બની ચારે તરફ જોવા લાગી. પોતે ક્યાં છે તે સમજાયું નહીં—નસેનસમાં કેમ નૃત્ય ચાલી રહ્યું હતું તે સમજાયું નહી—હૈયું કેમ આશાભર્યું ઉછળતું હતું તે પણ સમજાયું નહીં.

તેણે લમણે હાથ દાબ્યા, આંખો ચોળી. મુંજ ક્યાં હતો? પોતે ક્યાં હતી? આ શું થયું હતું?

તેને હજી પુરેપુરુ સમજાયું નહીં; તે માત્ર ગાંડી બની જોઈ રહી. અંગેઅંગ જાણે ઉડીને જવા માગતાં હોય તેમ લાગ્યું.

તેણે છાતી પર હાથ દાબ્યો—હૃદય નવીજ રીતે ધડકતું હતું. તેણે કપાળ પર હાથ ફેરવ્યો—માથામાં કૈં અવનવા ભાવો ઉછળી રહ્યા હતા.

એક પલમાં તે બેસી ગઈ—પડી ગઈ. તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. મનની પાંખડીએ પાંખડી—શરીરનાં અંગેઅંગ આક્રંદ કરી રહ્યાં હતાં—બુમ મારી રહ્યાં હતાં. તેમને મુંજ જોઈતો હતો.

મગરુર તપસ્વિની ઘેલી બની. તેને પોતાના અધઃપાતનું ભાન થયું. યુદ્ધ માટે હથીઆર નહોતાં—ઉત્સાહ નહોતો. તે ઓશીઆળી બનીને પુષ્પ-ધન્વાને શરણ ગઈ. તે ત્રિપુરારિની ત્રીજી આંખે બળી ભસ્મ થઈ રહેલા દેવી દેવે તેને બાળવા માંડી. થોડી વારે અગ્નિની જ્વાલા શમી ગઈ; અને શીતલ સમીરની આલ્હાદક લહરીઓને વીસરાવે એવી લહરીઓ તેના શરીર પર વાવા લાગી. તે આંખ મીંચી લાંબી થઈ પડી—લહરીઓનો અનુભવ કરવા લાગી.

આવી લહરીઓ તેણે સ્વપ્ને પણ અનુભવી નહોતી. તેનાથી તે ડરી નહીં, તેનાથી તે અકળાઈ ગઈ નહીં—પણ તેનાથી કંઈ અવર્ણનીય આહ્લાદ અનુભવવા લાગી. તે તેના અંગેઅંગને સ્પર્શ કરી રહી —રોમેરોમને આનંદમય ચેતને જીવંત કરી રહી. તેની છાતી અપરિચિત પણ આનંદદાયક ધબકારે ઉછળી રહી; તેના હાથની નસો અજાણ્યા ઉત્સાહથી વીંટાવા તલસી રહી.

અદ્ભુત આનંદ તેની રગેરગે વહી રહ્યો. તેણે પોતાના હાથ આંખો પર મુક્યા—ધડકતી છાતી પર જોરથી દાબ્યા. તેના પગ એકમેકથી વીંટાઈ રહ્યા.

મુંજની માનસિક મૂર્તિની પાદસ્પર્શી આ અનેરી લહરીઓ આવતી હતી, તેમને તેણે આવવા દીધી. ધીમેધીમે શ્વાસ વધ્યો—મુખ લાલચોળ થઈ રહ્યું—મગજમાં ઊર્મિઓનું નર્તન થઈ રહ્યું. જાણે નીશો કર્યો હોય તેમ ચિત્ત ડોલવા માંડ્યું. તેને લાગ્યું કે મુંજ પોતે તેની પાસે આવે છે. તેણે એક નીસાસો નાંખ્યો, બધા પ્રયત્ન છોડી સુખમય પરાધીનતામાં તે પડી રહી.

તેને અડધી ઉંઘ આવી ન આવી ને તેણે તેજસ્વી પૃથ્વીવલ્લભને આવતો જોયો. તે આવ્યો, આનંદને પ્રસારતો ને ઉત્સાહને પ્રેરતો. તેને વળગ્યો; એક નહીં પણ હજાર વાર તેને ચુંબન કર્યું. પણ તે પડી રહી, સુખમય ને નિમંત્રતી નિરાધારીમાં.

કંઈક થયું—હૈયામાં ફટક્યું—સુખને શિખર ને પહોંચી ને પાછી પડી. આંખો ઉઘાડી ને બેઠી થઈ ગઈ. તેનું હૈયું છાતીફાટ ધબકતું હતું. અનિર્વચનીય આનંદની સમાધિ તેણે પ્રાપ્ત કરી ને ખોઈ.

તે ઉભી થઈ, મોઢું ધોયું, ને બારીની બહાર મોઢું કાઢી તેના પર ઠંડો પવન વાવા દીધો.

તે ક્યાંથી ક્યાં—ગંગાની માફક, પડી હતી તેનો તેને ખ્યાલ આવ્યો. વૈરાગ્યસ્વરૂપ તપોનિધિ મહાદેવની જટામાંથી પડી અત્યારે અધમતાની ધુળમાં તે રગદોળાતી હતી.

તે કલંકિત થઇ ચુકી હતી; જીવનભરનાં વ્રત ને નિયમનો ભંગ થયો હતો. હવે શું કરવું? ભાઇ શું કહેશે? ભાભી શું કહેશે? ગામના ને દેશના લોક શું કહેશે? પાપી મુંજ શું કહેશે? આ કલંક પછી કેમ જીવાશે? જીવનની નવી ખીલેલી પાંખડીને છુપી રાખી, બને તો સુકવી નાંખી, ચાલે છે તેમજ જીવન વીતાવ્યા વિના છુટકો નહોતો. આજ રાતના જે આનંદની ઝાંખી તેને થઇ હતી તેના સીવાય તો તેને માટે એ દિવસ અસ્પર્શ્યજ હતો.

# પ્રકરણ ૨૦ મું

## પાદપ્રક્ષાલન

સવારના પહોરથી તૈલપરાજાના દરબારમાં ધામધુમ થઇ રહી; અને સામંતો ને મહારથીઓની ઠઠ જામવા લાગી હતી.

પાદપ્રક્ષાલન એક પાપ-પુણ્યનો કુંડ હતો. તેમાંથી જે કેદ થયલા રાજાઓ નિર્વિઘ્ને નીકળી જતા તેઓને પોતાનું રાજ્ય સામંત તરીકે ભોગવવા દેવાની રજા આપવામાં આવતી; અને જે કોઇ અભિમાનના તોરમાં તેમાંથી ન નીકળતા તે હાથીને પગે કે કારાગૃહમાં જીવન પુરું કરવાનું નોતરું માંગી લેતા. તૈલપ પોતે અનેક વાર મુંજરાજના પગ ધોઇ તેલંગણના સિંહાસનની પ્રસાદી પામ્યો હતો; આજે ધારાનું સિંહાસન મુંજને તૈલપના પગ ધોઇ યાચવાનું હતું.

મુંજ આ શિક્ષા ભાગ્યેજ સ્વીકારશે એમ બધાનું માનવું હતું. છતાં, પકડાયલા નરેશોનું શરીર અસ્પર્શ્ય ને પવિત્ર મનાતું હોવાથી કંઈ પણ કારણ વગર તેને જખમ થાય એમ નહોતું તેથી, તૈલપે વિચાર કરી આ યુક્તિ ખોળી કાઢી હતી. જો મુંજ પાદપ્રક્ષાલન કરે તો તેની કીર્તિ, સદાને માટે જાય અને તૈલપ પૃથિવીનો નાથ ઠરે; અને જો તે એ પ્રમાણે ન કરે તો તેને ગમે તે શિક્ષા કરવાનો અધિકાર સ્પષ્ટ રીતે તૈલપને આવી જાય.

અને આખા ગામમાં એક પ્રશ્ન બધાના મગજમાં થઈ રહ્યો હતો. શું મુંજ પાદપ્રક્ષાલન કરશે? કેટલાક એમ ધારતા હતા કે કરે તો સારું કે તે બચે ને તૈલપની કીર્તિ વધે. કેટલાક એમ માનતા હતા કે તે ન કરે તો સારું કે જેથી તે કેદમાં રહે કે જીવ ખુએ તો તૈલપની કીર્તિ વધે. તેનાં રૂપ ને ગુણ પર કેટલા મોહ્યા હતા તે એમ આશા રાખતા હતા કે કોઈપણ રીતે મુંજ બચે તો સારું. પણ આ આશા કોઈ બહાર કાઢતું નહીં.

રાજસભામાં જેટલાને આવવાનો અધિકાર હતો તેટલા બધા આવ્યા. કોઈને આવો અપ્રતિમ પ્રસંગ જોવાનો લહાવો ખોવો નહોતો. સૂર્યોદયને થોડી વાર થઈ ગઈ કે રાજસભામાં પગ મુકવા જેટલી પણ જગ્યા રહી નહીં.

બધા આવી રહ્યા કે તૈલપરાજ મહાસામંતને સાથે લઈ આવ્યા. તેનો કુંવર અકલંકચરિત પણ આવ્યો. તૈલપની ગાદીની પાસે એક અંદર જવાનું બારણું હતું તેની અંદરથી મૃણાલવતી, જક્કલા ને લક્ષ્મી પણ આવીને બેઠાં. મૃણાલનું મુખ સખત ને ફીકકુ હતું; તેની આંખોમાં ભયંકર તેજ હતું. તેની મુખમુદ્રા જોઈનેજ લોકોને લાગ્યું કે મુંજનું આવી બન્યું.

તૈલપરાજે મુછના આંકડા ચઢાવવા માંડયા: અને બે સામંતોને કેદીઓ આણવાનો હુકમ કર્યો.

થોડી વારે કેદી રાજાઓ આવ્યા. તેમાં સૌથી પહેલો મુંજ હતો. તેના હાથ પાછળથી બાંધવામાં આવ્યા હતા.

જેવો તે વિજયસેનામાં ચાલતો હતો તેવોજ તે અહીંઆં આવ્યો. વીખરાયલા વાળ તેની કાંતિમાં ઉમેરો કરતા; ચમકતું અભિમાન તેના મુખના ગૌરવને વધારતું; તેની ડોકીનો મરોડ તેની સત્તા સ્વયંભૂજ છે એમ સાબીત કરતો. તે દેવ જેવો આવ્યો—રાજસભા માત્ર જંતુઓની હોય એવી લાગવા માંડી.

મૃણાલે તેને ભરસભામાં જોયો ને તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં. ગઈ રાતનો અનુભવ યાદ કરી નવયૌવનાની માફક તેને ગાલે શેરડા પડયા. પોતાનો ક્ષોભ કોઈ ન પારખી જાય એમ તે પ્રયત્ન કરવા લાગી.

દિવસના ઉજાસમાં તે નરેશના મોહક શરીરની દેખાતી અપૂર્વ રેખાએ રેખા તેણે ચોરની માફક છાનાંમાનાં, પોતાના હૃદયમાં ઉતારી; આંખો આગળ કલ્પનાથી સજીવન કરી.

મુંજને આણી તૈલપના સિંહાસન આગળ ઉભો રાખવામાં આવ્યો. એક ગર્વભર્યું હાસ્ય મોઢા પર રાખી, બેદરકારીથી તે ઉભો રહ્યો.

તૈલપે હુકમ કર્યો એટલે બંદીજનોએ તૈલપની સ્તુતિ ગાઈ. તે થઈ રહી એટલે રાજાએ મહાસામંત તરફ ફરીને પુછયું:

"ભીલ્લમરાજ! કાલે કવિઓ છોડવી ગયા તેનું શું થયું?"

"પેલા રહ્યા" કહી જે તરફ ધનંજય, રસનિધિ અને તેના મિત્રો બેઠા હતા તે તરફ ભીલ્લમે આંગળી કરી.

"તેમને કહો કે કૈં કહે. ઉજ્જેણીના કવિઓએ મુંજને છાપરે તો ઘણો ચઢાવ્યો, હવે તેને ઉતારવામાં સામેલ થશે ને?"

ભીલ્લમ રાજાની આ યુક્તિથી કચવાયો, પણ મહાસભામાં રાજાનું વચન ઉથાપાય એમ નહોતું એટલે આવીને તે ધનંજયને રાજાનો સંદેશો કહી ગયો.

બધા કવિઓને કંપારી થઈ આવી; ઘણા રસનિધિ તરફ ફર્યા.

રસનિધિએ તરત ધનંજયને કહ્યું: "મહારાજ! આપ સરસ્વતીના લાડીલા છો. કૈં કહો."

ધનંજયે આંખ વતી હા કહી અને બેઠેલા સામંતોમાં થઈ તે સિંહાસન આગળ આવ્યો.

ધનંજય જેવો સિંહાસન પાસે આવ્યો કે મુંજ જે બીજી તરફ જોતો હતો તેણે તેની સામે જોયું, અને તે હસ્યો.

"ધનંજય! અવંતીનું નામ રાખજે" તેણે હસતાં કહ્યું.

"જેવી આજ્ઞા." નીચા નમીને ધનંજયે કહ્યું.

તૈલપ આ વાત સાંભળી ચીઢવાયો, અને તેને કપાળે કરચલી વળી. તુચ્છકારથી તેણે પુછ્યું: "નામ શું તમારું?"

ધનંજય જવાબ દે તે પહેલાં મુંજરાજે મોટે અવાજે કહ્યું:

"તૈલપ! આટલી ખબર નથી? જેની કવિતા સાંભળી ભગવતી મયૂરાસની પોતાની વીણા છોડી દે છે, જેના સુવિખ્યાત નામથી અણુજાણ્યુ સદાય નરક સમાન અંધકારમાં જ રહે છે તેવો કવિઓનો પણ કવિ અને અવંતીના કવિઓનાં શ્રેષ્ઠ એવો આ ધનંજય છે." તે સમયના કવિઓને છાજે એવી રીતે મુંજે કહ્યું.

"તને મેં પુછ્યુ નહોતુ." ગુસ્સામાં તૈલપે કહ્યું.

"હું ક્યાં કહું છું કે મને પુછ્યું?" ઠંડે પેટે મુંજે કહ્યું, "પણ કોઇની પ્રશંસા તેને હાથે જ કરાવવી એ વિનયશીલ પુરુષોની સભામાં થયું હોય એમ સાંભળ્યું નથી."

સભાસદોનાં હૃદય કંપી ઉઠયાં. તૈલપ જે અલ્પતા અનુભવતો હતો તે બધાને સ્પષ્ટ દેખાતી હતી; અને આથી તૈલપનો ગુસ્સો પણ વધતો હતો એ પણ સ્પષ્ટ જ દેખાતું હતું. આનું પરિણામ શું આવશે તેની અનિશ્ચિતતામાં બધાં ઉંચે ડોકે જોઇ રહ્યાં.

"ચલાવ" તૈલપે ધનંજયને કહ્યું.

ધનંજયે પહેલાં એક અનુષ્ટુપ્ મહાકાલેશ્વર મહાદેવની પ્રશંસાનો કહ્યો; અને પછી રાજાની સ્તુતિનો શ્લોક ગાવા માંડયો.

શ્લોકરચના ઘણીજ સરસ હતી-તેમાં પૃથિવીએ જેને પોતાનો નાથ કર્યો છે એવા રાજરાજેંદ્રની સ્તુતિ હતી. એક રીતે તે તૈલપને લાગુ પડે એમ હતો; અને મુંજની પ્રશંસા પણ એથી થઇ ગઇ હોય એમ દેખાતું હતું. તૈલપ કૈંક સમજ્યો, પણ રોષ દબાવી બોલ્યો:

"શાબાશ! કવિરાજ! જાઓ બેસો."

ધનંજય પગે લાગી પોતાને સ્થાને પાછો ગયો.

મૃણાલવતીએ ધ્યાન દઇ આ બધું જોયા ને સાંભળ્યા કર્યું. જે છટાથી, જે આધિપત્યથી મુંજ આખી સભામાં રાજતો હતો તે જોઇ તેને ગર્વ થયો; અને જેમજેમ તૈલપનો ભ્રૂભંગ વધતો ગયો, જેમ-જેમ તેની આંખમાં ક્રૂરતા દેખાતી ગઇ તેમતેમ રખે મુંજને મારવાનો હુકમ થાય એવી બીકે તેનું હૈયું કંપી રહ્યું.

ધનંજય બેસી ગયો એટલે તૈલપ સામે જોઇ હસીને મુંજે પુછ્યું: "કેમ તૈલપરાજ! કવિ કેવો લાગ્યો?"

તદ્દન બેદરકારીથી, અડધા તિરસ્કારમાં આ પ્રશ્ન મુંજે પુછ્યો. જવાબમાં હોઠ કરડી તૈલપ ધુરકી રહ્યો. સભામાં સોય પડે તો સંભળાય એવી શાંત પ્રસરી રહી; અને બધાનાં હૈયાં ક્ષોભ પામ્યાં.

"મુજ!" જરાક ઘાંટો ખોંખારી તૈલપે બોલવા માંડ્યું. તેની તીક્ષ્ણ આંખોમા તરવારની ધાર જેવું તેજ આવ્યું. "તારો પાપનો ઘડો ભરાઇ રહ્યો છે–તારી રાજલક્ષ્મીનો નાશ થયો છે તું—"

"કોણે કહ્યું?" મુંજે પુછ્યું.

"હું કહું છું."

જવાબમાં મુંજ મજાકમાં હસ્યો; અને મુંગો રહ્યો.

"આબરુસર જીવવાનો હવે એક જ રસ્તો રહ્યો છે–"

મુંજે બેદરકારીથી જે બારણામાં મૃણાલ બેઠી હતી તે તરફ જોયા કર્યું.

"જે પગથી આજે ધરણી ધ્રુજી રહી તેને ધોઇ તારા અપરાધોની ક્ષમા માગ" તે સમયની કૃત્રિમ ભાષામાં તૈલપે કહ્યું.

બે સૈનિકોએ મુંજના હાથની બેડીઓ કાઢી નાખી, અને એક સામંત સુવર્ણની ઝારીમાં પાણી લઇ આગળ આવી ઉભો. પગ ધોવડાવવાને ઉત્સુક બનેલા તૈલપે પગ સિંહાસનની નીચે મુકયો.

જેવા તેના હાથ છુટયા કે મુંજે તબીઅત વાળી, ગર્વમાં ઉંચું જોયું.

ઝારી લઇ તૈયાર ઉભેલા સામંતે કહ્યું: "મુંજરાજ! ચાલો, મહારાજના પગ ધુઓ."

મુંજે તેની સામે આશ્ચર્યથી જોયું. "સામંતરાજ! ક્યાં છે તાંડવથી ત્રિભુવન ડોલાવનાર ચંડીશ્વર ભગવાન્ મહાકાલના પ્રતાપી ચરણો કે આ પૃથિવી-વલ્લભ તેમને ધોઇ પાવન થાય?"

જવાબની વાટ જોતો મુંજ ઉભો રહ્યો.

બીચારા ઝારી ધરી ઉભેલા સામંતની જીભ તાળવે ચોંટી ગઇ. તૈલપનાં ભવાં ભયંકર રીતે સંકોચાયાં. મહાસામંત ભીલ્લમને લાગ્યું કે કૈં રસ્તો કાઢવો જોઇએ તેથી મીઠાશથી તેણે કહ્યું:

"અવંતીનાથ! આહવમલ્લ મહારાજનું પાદપ્રક્ષાલન કરો; વિજેતાનો એ પરાપૂર્વથી ચાલ્યો આવેલો અધિકાર છે."

મુંજ તિરસ્કારપૂર્વક હસ્યો: "સ્યૂનરાજ! પૃથિવી-વલ્લભના પગ ધોઇધોઇ હાથ પર રહેલી ભીનાશ જેની સુકાઇ નથી તે તૈલપના હું પગ ધોઉં? કૈં ભ્રમિત થયા છો?" તેના શબ્દોમાં, આંખમાં તિરસ્કાર હતો.

બારણામાં બેઠીબેઠી, ન સમજાય એવી ઊર્મિઓથી હૈયું ભરતી મૃણાલવતી મુંજની સામેજ જોઇ રહી.

તૈલપના ગુસ્સાનો પાર ન રહ્યો. તેની આંખમાં અંગારા ચમક્યા, ને તે ઉભો થઇ ગયો "અભિમાની! પાપાચારી! હજુ તારો ગર્વ ગળ્યો નથી કેમ?"

મોટું માણસ એક નિરાધાર બાલકને કહે તેવા તિરસ્કારથી હસી મુંજે કહ્યું: "આમ ક્યાંક મારે પૃથિવી-વલ્લભ થવાનું હતું?"

"શું કહે છે? દુષ્ટ! ઉભો રહે" તૈલપે બરાડો માર્યો. અડધી સભા ઉભી થઇ ગઇ હતી.

તૈલપે ચારે તરફ ગુસ્સામાં જોયું. તેની આંખ વિકરાલ થઇ; તેનાં અંગ ક્રોધથી કંપવા લાગ્યાં.

"સામંતો! શું જોયા કરો છો? પકડો એ પાપીને, કરાવો એની પાસે પાદપ્રક્ષાલન!"

ચાર પાંચ સામંતો આગળ આવ્યા ને મુંજ તરફ ધસ્યા.

તેનું પ્રચંડ શરીર ટટાર કરી બીજાઓ તરફ બેદરકારીથી જોતો મુંજ ઉભો રહ્યો. તેની આંખો અનિમિષ હતી; તેના મોઢા પર ગર્વનું હાસ્ય હતું. તેના માથાના મરોડથીજ તે બધાને ડારતો હતો.

મૃણાલે આ બધું જોયું—અને આ બધામાં મુંજનું વ્યક્તિત્વ કેવું નીરાળું, અપ્રતિમ ને દુર્ધર્ષ હતું તે જોયું. તેને પણ ગર્વ થયો ને મુંજનો વિજય જોવા તે એકીટશે જોઇ રહી. તેના પણ હોઠ બીડાયા. જે તેજ મુંજની આંખમાં હતું તે તેની આંખમાં પણ આવ્યું. જે સામંતો પાસે આવ્યા હતા તે તૈલપ તરફ, મુંજ તરફ, વારાફરતી જોતા ઉભા રહ્યા. કોઇની મગદુર નહોતી કે મુંજની પાસે આવે.

"શરમ છે" તૈલપે હોઠ પીસી કહ્યું "કે આમ જોયા કરો છો. અકલંકચરિત! તારામાં પણ પાણી નથી?"

કુંવર ને પેલા સામંતો મુંજનો હાથ પકડવા આવ્યા. બીક્ષમ તબીઅત વાળી મુગે મોઢે ઉભો રહ્યો.

"આવો! ડરો છો શું કામ?" મુંજે હસીને કહ્યું; અને જેવા પેલા સામંતો તેને પકડવા આવ્યા કે તેમને સહેલાઇથી વીખેરી નાંખ્યા.

રાજસભામાં કોલાહલ થઇ રહ્યો. માનભંગ થયલો તૈલપ બીજા સામંતોને કહેવા લાગ્યોઃ "શું જુઓ છો?"

આઠ દશ બીજા સામંતો તુટી પડયા ને મુંજના હાથ પકડયા. જે હાથ મૃણાલે ડમાવ્યો હતો, તેમાંથી કાચું માંસ નીકળ્યું. મૃણાલે

તે જોયું, અને નીસાસો નાંખી, આંખો મીંચી બીજી પળે તે પણ ઉભી થઇ ગઇ.

મુંજને પકડવો એ એક વાત હતી, તેને વાંકો વાળી તેની પાસે પગ ધોવડાવવા એ બીજી વાત હતી. પર્વતના શિખર સમો, બધાથી ઉંચો, અણુનમેલો તે થોડી વાર ઉભો રહ્યો; અને પેલા સામંતોના પ્રયત્ન નિષ્ફળ જવા લાગ્યા. આખરે તેઓએ એને ઘસડવો શરુ કર્યો.

મુંજમાં અદ્‌ભુત જોર હતું; અને પહેલાં તો તે સહેલાઇથી, હસીને, બધાને હંફાવવા લાગ્યો; પણ આખરે તે ઉભો રહી શક્યો નહીં. તૈલપના મુખ પર ક્રૂરતાભર્યું હાસ્ય દીપી રહ્યું

એકદમ મુંજ પડતું મુકી ધસ્યો; અને અચાનક ધસારાથી જે સામંતો ખેંચતા હતા તેમના હાથ છુટી ગયા. ઝારી લઇ ઉભો રહેલો સામંત આ ખેંચાતાણની ગંમત નિશ્ચિંત જીવે ઉભોઉભો જોતો હતો. મુંજ ધસ્યો અને નીચું માથું કરી તેણે ખભાવતી ઝારીને ધક્કો માર્યો. સામંતના હાથમાંથી ઝારી ઉછળી, અને પાસે ઉભેલા તૈલપરાજ પર પડી અને તેના આખા શરીર પર પાણીની ધારા ચાલી રહી.

આ બધું એક વિપલમાં થયું. મુંજને ઝાલી રહેલા સામંતોએ અજાયબીમાં હાથ છોડી દીધા; તૈલપ પડતો મુકુટ સાચવી રહ્યો ને મુંજ એકલો નીરાંતે ઉભોઉભો ખડખડાટ હસી રહ્યો.

મૃણાલ બારણાના ઉંમરા પર આવી ઉભી રહી.

તૈલપનો દેખાવ હાસ્યજનક હતો; તેના ગૌરવનો નાશ થયો હતો. તેણે હોઠ કરડયો, એક બરાડો માર્યો, અને મ્યાનમાંથી તરવાર કાઢી.

એક સો તરવાર બહાર નીકળી ને મુંજની આસપાસ લોહીતરસી તરવારોની ઘટા છવાઇ રહી. નીડરપણે મુંજ ઉભો રહ્યો. બધી તરવારની ધારોનો જવાબ તેની આંખના તેજની ધારો દેતી.

"દુષ્ટ! હવે જોઇ લે! મારો એ હરામખોરને!" તૈલપે હુકમ કર્યો.

તરવારનો ખણુખણાટ થયો–મુંજ ગર્વથી જોઇ રહ્યો.

એકદમ એક અવાજ ગાજી રહ્યો: "આ શું કરો છો?"

ક્રોધથી જ્વલિત થયલી જગદંબાના જેવી દેખાતી મૃણાલવતીએ તૈલપની પાસે કુદી આ શબ્દો ઉચ્ચાર્યાં હતા. તેની આંખોમાં નિ:સીમ સત્તા ચમકતી હતી; તેના અવાજમાં યુદ્ધની હાકલનો રણકાર હતો.

તેલંગણુ આખો આ અવાજથી કંપતો હતો; તે અવાજ સુણી સામંતોની સમશેરો નીચી નમી. તૈલપ પોતે શરમીંદો થઇ ગયો.

"શું કરો છો?" ગુસ્સામાં મૃણાલે કહ્યું. તેની છાતી ઉછળતી હતી. "શરમાતા નથી? એક નિ:શસ્ત્ર નરેશ પર શસ્ત્ર ચલાવવા તૈયાર થયા છો? આખા તેલંગણને કલંકિત કરવા તૈયાર થયા છો? તૈલપરાજ! આ તને શોભતું નથી. તારા ધર્મરાજ્યમાં આ?"

બધા સાંભળી રહ્યા; મુંજ મુછમાં હસ્યો.

"જાઓ! સભા વિસર્જન થઇ ગઇ. મુંજને માટે પછી યોગ્ય વિચાર કરવામાં આવશે. ચાલ ભાઇ!" કહી તે તૈલપની સામે જોઇ રહી.

તૈલપે જરાક રોષથી મૃણાલ સામે જોયું, પણ બે પલમાં મૃણાલનું સામ્રાજ્ય કાયમ થયું; અને નીચું માથું કરી તે તેની જોડે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૧ મું



## ભાઇ ને બહેન

"બહેન! આ શું કર્યું?" અંદર જઇ તૈલપે પુછ્યું.

"તારી કીર્તિ સાચવી." મૃણાલે કહ્યું. "રાજાઓનાં શરીર યુદ્ધ શીવાય સદાય અસ્પર્શ્ય છે."

તૈલપ મુગો રહ્યો.

"એ પાદપ્રક્ષાલન નહીં કરે તો એને બીજી શિક્ષા કરવી આપણા હાથમાં છે."

"આખી દુનીઆ મારી હાંસી કરશે."

"ના! તારી નિષ્કલંક રાજ્યનીતિની કીર્તિ ગાશે. આટલા અપમાન છતાં તું સત્યને વળગી રહ્યો—એથી વધારે કયા યશની આશા રાખે છે?"

તૈલપે ડોકું ધુણાવ્યું.

થોડી વાર કોઇ બોલ્યું નહીં. પછી તૈલપે કહ્યું: "ત્યારે એનું શું કરવું છે?"

"બીજું તું કહે તે."

"કાષ્ઠપિંજરમાં એને રખાતો નથી; એને મરાતો નથી; ત્યારે એનું કરવું શું?"

"હમણાં તો કારાગૃહમાં છે, પછી જોઇ લઇશું. ઉતાવળ ક્યાં છે!"

"મને કૈં સમજ પડતી નથી" કહી ફરીથી ડોકું ધુણાવી તૈલપે ચાલવા માંડયું.

"પડશે–પડશે" કહી મૃણાલે આશ્વાસન આપ્યું.

રાજા ત્યાંથી ચાલ્યો ગયો. એકલી મૃણાલ વિચારમાં ઉભી રહી. તેનું હૈયું હરખાતું હતું. તેણે મુંજને મરતો બચાવ્યો હતો. તેની કલ્પનાશક્તિના બંધ ફરીથી તુટયા–અને પલેપલે મુંજના સ્વરૂપે જે મોહકતા ધારણ કરી હતી તે ફરીથી આંખ આગળ લાવવા તે મથી રહી. આંખો મીંચી આ રસિક પ્રયત્ન તેણે આદર્યો–અને પ્રયત્ન સફલ થતાં, જરા તે હસી, અને છાતી દાબી ત્યાંથી ચાલી ગઇ.

* * * *

માનભગ થયલા તૈલપે ક્યાં સુધી એકાંતમાં આમ તેમ ફર્યા કર્યું. તેના ગર્વને મોટો ફટકો પડયો હતો. તેની સ્થિતિ ઘણીજ તિરસ્કારને પાત્ર થઇ રહી હતી એ પણ નિર્વિવાદ વાત હતી. આખો તેલંગણ તો શું પણ આખી દુનીઆ આ પાદપ્રક્ષાલન વીસરવાની નથી; અને તેમાં વિદૂષક પોતે ઠરશે એમાં પણ તેને કૈં સંશય લાગ્યો નહીં.

તેને મૃણાલવતી આમ કેમ કરતી હતી તે સમજાયું નહીં. મુંજ તેનું આવું અપમાન કરે અને મૃણાલ તેને બચાવે! તેની બહેનમાં તેને શ્રદ્ધા હતી; તેને પણ મુંજ માટે સંપૂર્ણ તિરસ્કાર હતો. ક્યાં સુધી તેણે વિચાર કર્યો પણ કૈં સમજાયું નહીં.

## પ્રકરણ ૨૨ મું

### વિલાસનું સ્વાસ્થ્ય

પુરુષ અને સ્ત્રીને પ્રેમની પરવા ન હોય તો સહજીવન ન કરવું–એ વિષયમાં–એક કાવ્યસેવામાં ને બીજું સંગીતમાં. કાવ્ય ને સંગીતનો સહચાર વિમાનની ગરજ સારે છે, ને સહચારીઓ વગર દોરીએ વ્યોમમાં ચઢી–એક બીજાનેજ આધારે ઉડતાં–ન છુટકે એવી એકતામાં ભેરવાઇ પડે છે. વિલાસ ને રસનિધિ આ વાત વીસરી ગયાં.

રસનો સ્વાદ ચાખતાં વિલાસની તરસ વધતી ગઇ, અને રસનિધિએ અખુટ રસધારા વર્ષાવી તરસ છીપાવવાનો પ્રયાસ કર્યાજ કર્યો.

માલતી માધવના તોફાની પ્રદેશમાંથી તેઓ મ્લાનવદને 'ઉત્તરરામચરિત' ના હૃદયભેદક વાતાવરણમાં વીહર્યાં, અને ત્યાંથી 'શાકુંતલ' ની સોનેરી, મોહભરી મીઠાશનો અનુભવ લેતાંલેતાં ક્યાં ને ક્યાં ભુલાં પડી ગયાં. આ મનગમતી મુસાફરીમાં અજાણ બાલા ગાંડીતુર બની ગઇ, ને પલેપલે ખીલતી રસિકતાથી કાવ્યની અનેક રંગની મોજે મહાલવા લાગી. તેનો આત્મા પણ નવરંગી થયો એટલુંજ નહીં, પણ કોઇક પલે તેના ને રસનિધિના રંગનું અનેરું મિશ્રણ અણુજાણુપણે થવા લાગ્યું.

'પાદપ્રક્ષાલન' ની રાજસભા વીખરાઇ ગયા પછી સાંજના મંદિરમાં બેઠાંબેઠાં રસનિધિએ વિક્રમોર્વશીયનું નાટક પુરું કર્યું.

"હવે શું કહેશો ?"

રસનિધિ દયામણે ચહેરે આ બાલા સામે જોઇ રહ્યો; તેની આંખોમાં ઝળઝળીઆં આવવા માંડયાં.

"વિલાસવતી ! હવે બહુ થયું. હું કે માન્યખેટમાં રહેવાનો નથી."

વિસ્મય બની, વિલાસવતી જોઇ રહી. "તમે ક્યારે જવાના છો ?"

"તમારા મહારાજા રજા આપે તો અત્યારે."

વિલાસવતીએ નીસાસો મુકયો "ને પાછા—"

"પાછા !" રસનિધિએ હોઠ દાબી કહ્યું, "શંભુ લાવે ત્યારે." તેની આંખો ચમકી રહી.

વિલાસે ફરીથી નીસાસો મુકયો, અને ધીમેથી બબડી: "શિવ શિવ !"

"મને પણ ભોળાનાથ સંભારવાનું મન થાય છે. મેં તમારા જીવનને નકામું રસને પંથે ચઢાવ્યું. મને પસ્તાવો થાય છે" કહી અચાનક આવેલું આંસુ રસનિધિએ લુછી નાંખ્યું.

"તમે કેમ રડો છો ?"

"તમારે લીધે." હીંમતથી રસનિધિએ કહ્યું.

"મારે લીધે ?" જરા ગૌરવનો ડોળ કરતાં બાલાએ પુછ્યું.

"અહીંઆં તો બધાં જાનવરો છે. તેમાં તમારું શું થશે ?"

વિલાસનો હોઠ ધ્રુજ્યો.

રસનિધિ ઉભો થઇ ગયો.

"મારું ચાલે તો—"

વિલાસને અણુજાણતાં એક ધ્રુરકું આવ્યું.

"તો—"

"તમને અવંતી લઇ જાઉં."

આંસુઓમાં તરતી આંખે વિલાસ જોઇ રહી. ત્રણ દિવસમાં આ પુરુષને જાણે તે પહેલેથીજ ઓળખતી હોય એવો ભાસ થતો હતો.

વિલાસવતી જમીન તરફ જોઇ રહી; રસનિધિ સ્નેહભીની આંખે વિલાસ તરફ જોઇ રહ્યો.

થોડી વાર કોઇ બોલ્યું નહીં.

"કેમ અલ્યા! શું કરે છે?" એક કઠોર અવાજ પાછળથી આવ્યો.

બંને ફર્યાં—કુંવર અકલંકચરિત મંદિરનાં પગથીઆં નીચે યમરાજ સમો ભયંકર બની ઉભો હતો. તેણે કૈં સાંભળ્યું નહોતું; પણ માત્ર રસનિધિની સ્નેહભીની મુખમુદ્રા જોઇનેજ તેનો પીત્તો ઉછળ્યો હતો.

રસનિધિએ જોરથી હોઠ દાબ્યા ને ચિત્ત ઠેકાણે આણ્યું. વિલાસ બાવરી બની ગઇ.

ધુરકતે ડોળે કુંવર જોઇ રહ્યો; અનિમિષ નયને રસનિધિએ પણ તેના તરફ જોયા કર્યું.

"શું કરે છે?" અકલંકચરિતે પુછ્યું.

"તમે જુઓ છો હું શું કરું છું!" જરા સખ્તાઇથી રસનિધિએ જવાબ દીધો.

"મેં નહોતું કહ્યું કે આ મંદિર તારે માટે નથી."

"હું મંદિરમાં નહોતો આવ્યો. મહાસામંતની કુંવરીને મળવા આવ્યો હતો."

કુંવરે હોઠ કરડ્યો. "શા માટે?"

"મને મન થયું. મારા પ્રાણરક્ષકની પુત્રી છે; એને મળવુંજ જોઇએ."

કુંવરને શું કહેવું તે સુઝ્યું નહીં.

"વિલાસવતીની તપશ્ચર્યામાં ભગ પાડવાનો નથી. ચાલ! તું તારે રસ્તે ચાલવા માંડ."

રસનિધિ હસ્યો "તમારા પિતા રજા આપે તો આ ઘડીએ."

"ચાલ હવે જા."

"કુંવરીને લઇને જાઇશ. લક્ષ્મીદેવી એને બોલાવે છે."

"વારુ! હમણાં આવે છે."

રસનિધિએ જોયું કે હવે ઘણી વાર ઉભા રહેવું સલાહભરેલું નથી. તે ધીમેધીમે પગથીઆં ઉતર્યો અને ત્યાંથી જવા લાગ્યો.

અકલંકચરિત પગથીઆં ચઢયો.

"વિલાસવતી! આવા જોડે વાતો શી કરવી?"

વિલાસ નીચું જોઇ બોલી: "માણસ તો સારા છે."

અકલંકચરિતની આંખોમાં નિષ્ઠુર તેજ આવ્યું. "આવા માણસ જોડે બોલવું એ તેલંગણની ભાવી સામ્રાજ્ઞીને ન શોભે."

વિલાસે ઉંચું જોયું, ને એકદમ રડી દીધું. ક્યાં સુધી તેનાં ડ્રુસકાં રહ્યાં નહીં. કુંવર સ્થિર નયને જોઇ રહ્યો. વિલાસનાં આંસુનો પ્રવાહ ઓછો થયો ત્યારે તિરસ્કારથી અકલંકે કહ્યું: "આ તારો વૈરાગ્ય ને આ તારું સ્વાસ્થ્ય!"

વિલાસ બોલી નહીં, અને શાંતિથી કુંવર ત્યાંથી ચાલ્યો ગયો.

* * * *

તે ગયો એટલે રસનિધિની વાટ જોતી તૃષાર્ત ચાતકી સમી વિલાસ ચારે તરફ જોઇ રહી.

## પ્રકરણ ૨૩ મું

---

## તપની મહાસિદ્ધિ

મૃણાલ સંધ્યાકાલની વાટ જોતી બેઠી.

દુનીઆમાં કેટલાંક દુઃખ સહ્યાં જાય છે, કેટલાંક દુઃસહ થઇ પડે છે; પણ વહાલમની વાટ જોતાં થતી વેદના જેવી અસહ્ય વેદના બીજી એકે હોતી નથી. તેમાં આવી વેદના મૃણાલને આ ઉમરે પહેલવહેલી હતી.

પોતાનું ધાર્યું કરવાની, બીજા પાસે કરાવવાની તેને ટેવ હતી; પણ અત્યારે તે નિરાધાર હતી. છતાં આ નિરાધારીમાં, આ વેદનામાં સમાયલું સુખ તેણે કદી અનુભવ્યું નહોતું. નવવધૂના ઉત્સાહથી તે સાયંકાલની વાટ જોતી હતી.

સૂર્યાસ્ત થતાં તે ઉઠી, અને ધબકતા હૈયાને આશ્વાસન આપતી મુંજને મળવા ચાલી.

કારાગૃહની ચોકી કરતા સૈનિકોએ આ રાજ્યવિધાત્રીને આવતાં જોઇ; અને તેઓ દૂર હઠયા. પાદપ્રક્ષાલન વખતે થયલા રમખાણની ખબર આખા માન્યખેટમાં પ્રસરી ગઇ હતી; અને આ તોફાનનો કેમ અંત આવે છે તેની જિજ્ઞાસા બધાંને થતી હતી. સૈનિકો પણ નવાંનવાં ગપ્પાં મારતા હતા; અને આ પ્રસંગ કે અનન્ય

છે એમ તેમને લાગતું હતું. આ કારણથી મૃણાલ અત્યારે મુંજને મળવા આવે તેમાં તેમને કે અજાયબી જણાઇ નહીં.

મૃણાલે જોયું કે લોકલાજ જાળવવા પોતે શા કારણે અહીંઆં અત્યારે આવી તેનું કંઈ પણ બહાનું આપવું જોઇએ. તેણે ત્યાં ઉભેલા નાયકને પુછ્યું:

"કેદારદત્ત! પેલો પાપી કેમ છે?"

"છે તેમનો તેમ. નીરાંતે ઉંઘે છે."

"કેવો નઠોર! એ પાપીને કંઈ બોધ કરવો જોઇએ. તેલંગણની કીર્તિ વધે તે એ નમે તોજ ઠેકાણું પડશે" કહી તે અંદર ગઇ. તેના અવાજમાં જે નિશ્ચયાત્મકતા હંમેશાં રહેતી તે અત્યારે નહોતી. પોતે જુઠું બોલતી તે જોઇ તેને કમકમાં આવ્યાં.

પણ તે જુઠાણાનો પશ્ચાત્તાપ લાંબો વખત રહ્યો નહીં. જેવી તે ભોંયરામાં દાખલ થઇ તેવોજ મુંજનો અવાજ આવ્યો: "કેમ આવ્યાં કે? મે નહોતું કહ્યું?"

મૃણાલનું હૃદય ઘેલું બની રહ્યું. એ અવાજમાં રહેલી મોહિનીથી તે બધું વીસરી ગઇ. ગઇ રાતે અનુભવેલો આનંદ ફરીથી વ્યાપી રહ્યો. તેને ક્ષોભ થયો, તે શરમાઇ ગઇ, ને ધ્રુજતા હાથો એકમેકમાં રાખી તે ઉભી રહી. પગે આગળ ખસવા ના પાડી.

"મૃણાલવતી!" હસતે મોઢે મુંજે કહ્યું "હવે એમ શરમાયે કેમ ચાલશે? તમારો હવે છુટકો નથી."

મૃણાલે ઘણો પ્રયત્ન કર્યો, પણ બોલાયું નહીં. વિચાર સ્થિર થયો નહીં, સ્વસ્થતા આવી નહીં. તેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો, અને સ્વસ્થતા આણવા કરેલા પ્રયત્નો નિષ્ફલ ગયા.

નયનતેજના સુદર્શન ચક્રથી મૃણાલનું રક્ષણ કરતો ધરણીધર સમો પૃથ્વી-વલ્લભ પાસે આવી ઉભો.

"ગભરાઓ છો શું ! અત્યારસુધી પ્રેત હતાં–હવે સજીવન થયાં" કહી તેણે હાથ પહોળા કર્યા.

મૃણાલ ક્ષોભમાં પણ ચમકી અને પાછી હઠી. મુંજે હાથ લંબાવી જોરથી આનાકાની કરતી મૃણાલને બાથમાં બાંડી–ચકદી નાંખી.

મૃણાલ–વૃદ્ધાવસ્થાને આરે ઉભેલી ઉગ્ર તાપસી, તરફડતી, ધ્રુજતી, નાસી જવાની ઇચ્છાથી કાંપતી, આનંદની અવધિ અનુભવતી ઉભી રહી. મુંજે નીચા વળી ચુંબન કર્યું.

આનંદના મદમાં, પશ્ચાત્તાપના ક્રોધમાં, ક્ષોભની અનિશ્ચિતતામા તેણે જોરથી છુટવાનો પ્રયત્ન કર્યો, પણ જાણે તે નાનું બાલક હોય તેમ હસતાહસતો મુંજ તેને બાથમાં પકડી રહ્યો.

"આ શું કરો છો ?" આખરે મૃણાલે કહ્યું.

"મૃણાલવતી ! આનંદ અનુભવુ છું ને તેનો અનુભવ કરાવું છુ" કહી તે હસ્યો.

મૃણાલે જોરથી તરફડાઆં માર્યાં, અને મુંજે તેને છોડી. ત કુદીને આઘી ઉભી રહી.

"તમે મને કલંકિત કરો છો–મને ભ્રષ્ટ કરો છો; મારા તપ પર પાણી ફેરવી નાંખો છો." ઝપાટાબંધ શ્વાસ લેતાં અડધા અક્ષરે મૃણાલે કહ્યું.

"મૃણાલવતી ! પાછો ઢોંગ કર્યો ? કલંક પાપીઓને હોય, ભ્રષ્ટ અશુદ્ધ હોય તે થાય, નિર્મલ હોય તેનાં તપ પર પાણી ફરે. આનંદ-સમાધિ અનુભવતાં કદીએ કલંક હોય નહીં કે ભ્રષ્ટ થવાય નહીં. એ તો તપની મહાસિદ્ધિ ! આનંદની જે અરુચિ તેનું નામ રોગ. હવે તમે રોગથી મુક્ત થયાં· આજ સુધી નહોતાં. બોલો કદી આવું સુખ અનુભવ્યું હતું ?"

"તમે કેમ જાણ્યું ?"

મુંજ હસ્યો.

"રોગથી મુક્ત હોય તે તરત નીરોગીને પારખે. મૃણાલવતી! ક્ષણભંગુર જીવનમાં આનંદ અનુભવ્યા શીવાય બીજાને માટે સમય નથી. મને જોયો, પારખ્યો ત્યારે એ તમે સમજ્યાં."

"મુંજરાજ! તમે અદ્દભુત છો." જરાક હસીને મૃણાલે કહ્યું.

"ના. માત્ર અનુભવી છું, અને તમને અનુભવ કરાવવાજ મને વિધિએ અહીંઆં મોકલ્યો છે. નહીં તો મને વળી આ કારાગૃહ શા માટે?" કહી મુંજે ફરીથી હાથ લબાવી મૃણાલને ખેંચી.

ધીમેધીમે મૃણાલ ખેંચાઈ ને પાછી પૃથિવીવલ્લભની વિશાલ છાતી પર લપાઈ ગઈ.

મૃણાલે કલંકના ખ્યાલ, ક્ષોભ ને પશ્ચાત્તાપ બધા દૂર કર્યા. અનેક વર્ષોની દબાવેલી ઊર્મિઓને આગળ વધવા દીધી.

મુંજ તેવો ને તેવોજ સ્વસ્થ હતો. સિપ્રાતરંગોમાં અવંતિની મદભર સુંદરીઓ સાથે જે રસથી તે વાતો કરતો તેવાજ રસથી આ વૃદ્ધ અને કદરૂપી તાપસી જોડે તે વાતો કરી રહ્યો.

દૂરથી ચોલડીઓ વાગ્યાં અને બહાર કોઈનાં પગલાં ખખડયાં એટલે મૃણાલને સમય ને સ્થલનું ભાન આવ્યું.

"પૃથિવીવલ્લભ! હવે મારે જવું જોઈએ."

"શા માટે?"

"મારી દાસીઓ જાણશે તો શું થશે? ને તૈલપરાજ—"

"ભલે જાણે. ક્યાં આપણે ગુનો કરીએ છીએ?"

મૃણાલે હસતાં હોઠ કરડ્યા. "તમારી નફ્ફટાઈની હદ નથી."

"કેમ?"

"તમને કશાની પરવા નથી."

"શા માટે હોય? સેવક હોય તેને પરવા; અધમ હોય તેને પરવા; આપણને શા માટે હોય? કદી સિંહ કે કીદલાને શરમાતાં જોયાં છે?"

"તમે ખરેખરા પૃથિવી–વલ્લભ છો."

"તે તો હું તમને ને તમારા ભાઈને કથારનો કલ્લા કરું છું."

"હું તમને પકડી લાવી–ને આખરે તો હુંજ પકડાઈ."

"હું જાણુતો હતો."

બહારથી કોઈએ બારણાં ઉઘાડવા પ્રયત્ન કર્યો.

મૃણાલે કુદીને પાછી હઠીને પુછ્યું: "કોણ?"

કેદારદત્ત બારણું ઉઘાડી આવ્યો "બા! મહારાજ આપને બોલાવે છે."

કૃત્રિમ ગાંભીર્યથી મૃણાલે કહ્યું: "કહે 'આવુ છું.' મુંજ! મેં કહ્યું તે યાદ રાખજો."

"તમારે હજુ ઘણું બાકી છે. બનશે તો ફરી મળીશું" લુચ્ચાઈથી હસતાં મુંજે કહ્યું.

મૃણાલની પ્રેમભીની આંખમાંથી મોહક કટાક્ષબાણુ નીકળ્યુ. સામે ઉભેલા વિલાસયુદ્ધના મહારથીએ તે દંડ પેઠે હસતાંહસતાં ઝીલ્યું.

નીચી નજર કરી, રસધારાઓ ઝીલતા હૃદયે તેલંગણની રાજ્યવિધાત્રી ત્યાંથી નીકળી.

## પ્રકરણુ ૨૪ મું



### ખોજ

નવા પ્રણયીની ઉત્સાહભરી આંખે તે મૃણાલને જોઇ રહ્યો. તે ગઇ એટલે તે જરા હસ્યો, ફર્યો અને નીરાંતે ઉંઘવા માટે એક ખુણામાં જઇ લંબાવ્યું. થોડી પલમાં તેની સેવામાં સદા હાજર રહેલી નિદ્રાદેવી તેને પ્રસન્ન થઇ.

થોડી વારે ભોંયમાં કંઇક દૂરથી આવતો અવાજ સંભળાવા માંડયો. જાણે કોઇ જમીનમાં ખોદતું હોય તેમ લાગતું હતું. એ અવાજ ધીમેધીમે પાસે ને પાસે આવવા લાગ્યો.

મુંજે ધીમેથી આંખ ઉઘાડી ને કાન માંડયા; અડધી ઘડીમાં તો તે સુતો હતો તેની નીચેના પથ્થર નીચે કોઇ ખોદતું દેખાયું.

મુંજ ત્યાંથી ખસ્યો ને અંધારામાં પોતાની મેળે હસવા લાગ્યો. તેના હોઠ તિરસ્કારમાં મરડાયા. તેને લાગ્યું કે તૈલપ અત્યારે ચોરી-છુપીથી તેનું ખુન કરવા આ માર્ગે મારાઓ મોકલતો હશે.

"બીચારો તૈલપ! બીજો કે રસ્તો સુઝયો નહીં" કહી ને આઘેના ખુણામાં જઇ તબીઅત વાળી, શાંતિથી ઉભો.

ઘડી ગઇ ને પથ્થર હાલવા લાગ્યો. બીજી પળે તે ઉંચકાયો અને કોઇએ ડોકીયું કર્યું.

"મહારાજ!"

"કોણ છે?" શાંતિથી મુંજે પુછ્યું.

"એ તો હું–ભોજ" કહી પેલા આવનારે ચકમક ઘસી કાકડો ચેતાવ્યો.

"કોણ ભોજ! તું અહીંઆં?"

રસનિધિ–'ભોજ' નામે સંબોધેલો પુરુષ તેજ હતો–ભોંય પર કાકડો મુકી, કુદકો મારી સુરંગમાંથી મુંજ આગળ આવ્યો, ને મુંજ ભોજને ભેટી પડયો. "દીકરા! તું ક્યાંથી આવ્યો?"

રસનિધિ ભોજ–જવાબ આપે તે પહેલાં સુરંગમાંથી ધનંજય ને બીજા બે ત્રણ કવિઓ કુદીને બહાર આવ્યા.

"ઓહોહો! કેમ છો? ધનંજય! હલાયુધ! અગ્નિમિત્ર!" કહી મુંજ તેમને ભેટયો.

હલાયુધે ભોંય પર પડેલા કાકડા ઉંચકી ઉંચા ધર્યો.

"કવિરાજો! આ શું?"

"મહારાજ! આપને બચાવવા." ભોજે કહ્યું.

મુંજ હસ્યો. "પણ તું આજે સવારે આ કવિવરોમાં ક્યાંથી આવ્યો?"

"મહારાજ! લશ્કરમાં ભંગાણ પડયું ને આપ પકડાયા એટલે હું વેશ બદલી લોકોના વૃંદમાં અહીંઆં આવ્યો."

"ને મને બચાવવાનો રસ્તો શોધી કાઢયો." મુંજે કહ્યું "આવું જોખમ શા માટે ખેડયું?"

"મહારાજ! આપ વિના અમે કેમ રહી શકીએ?"

"ગાંડા! તો પછી તું ક્યારે રાજ્ય કરશે?"

"મહારાજ! મને રાજ્યલક્ષ્મીની તૃષ્ણા નથી."

"તને મારી નાંખવા મોકલ્યો ત્યારે તો તેં બીજુંજ કહ્યું હતું"

હેતથી હસીને મુંજે કહ્યું "મને શું કર્યું છે તે યાદ છે!—
नैकेनापि समं गता वसुमती मुज त्वया यास्यति"[1]

"તેથીજ મારે ધરણીને અનાથ કરવી નથી. ચાલો" કહી ભોજે સુરંગ દેખાડી.

"પણ માન્યખેટની બહાર તું કેમ લઇ જઇશ?"

"તેની પણ તજવીજ કરી છે. અડધા પ્રહરમાં આપણે અવંતિનો પંથ પકડીશું. ચાલો હવે વિલંબ કરવો કામનો નથી."

'શું કામ આ તસ્દી લીધી?"

"મહારાજ! આ વાત કરવાનો વખત નથી."

'શા માટે નહીં?" ઇંડ પેરે મુંજે કહ્યું "આવો આનંદ ક્યાં મળવાનો હતો?"

"પણ કોઇ આવી લાગશે તો પકડાઇ જઇશું."

"તે તેં કેમ જાણ્યું કે અહીંઆંથી નીકળતાં નહીં પકડાઇએ? કવિરાજો! મને તમે કેમ કરી બચાવવાના હતા?"

"પ્રભો!" ધનંજયે કચવાઇ કહ્યું, "અહીંઆંથી શહેર બહાર નીકળે એવી સુરંગ હાથ લાગી છે."

"સુરંગ હાથ લાગે છૂટાતું હોય તો જોઇએ શું! તમે પણ આવી ભ્રમણામાં પડ્યા? અમાત્ય રુદ્રાદિત્યની ભવિષ્યવાણી ભુલી ગયા! તેણે શું કહ્યું હતું? પૃથિવી-વલ્લભ જીવનમાં એકજ વાર ગોદાવરી ઓળંગશે—બીજી વાર નહીં. હું એક વાર ઓળંગી ચુક્યો" સ્વાસ્થ્યથી પૃથિવી-વલ્લભે કહ્યું.

"મહારાજ!" ભોજે અધીરા બની કહ્યું. "ભવિષ્યવાણી તો ભગવાન્ ભાસ્કરાચાર્યની ખરી નથી પડી. તેને આધારે તે આપથી અહીંઆં રહેવાય?"

---

૧ ભોજને મારી નાંખવા જ્યારે મુંજે મારા મોકલ્યા હતા ત્યારે તેણે કટાક્ષમાં કહ્યું હતું કે, "હે મુંજ! એક પણ રાજાની સાથે (જે) પૃથ્વી ગઈ નથી (તે) તારી સાથે આવશે."

મુંજ હસ્યો "ભોજ! ભોજ! તું ઉતાવળોઆજ રહ્યો. હું આજે નહીં આવી શકું."

ચારે જણા સ્તબ્ધ બની જોઇ રહ્યા.

"અરે પણ કાલ પહેલાં તો શું એ થાય?"

"શું થશે? સૂર્યનો ઉદય ને અસ્ત." બેદરકારીથી મુંજે કહ્યું.

"પણ આજે વાંધો શો છે?" ધનંજયે પુછ્યું.

મુંજ હસ્યો. "મારે અભિસારિકા આદરવી છે."

"હેં!" ચમકીને ધનંજય ને ભોજ બોલી ઉઠયા.

"કેમ ગભરાઇ ઉઠયા? કામબાણને આ કારાગૃહનું અંધારું નડતું હશે? નહીં. કવિરાજો! જ્યાં વિશ્વવ્યાપી પરબ્રહ્મ પણ ન પહોંચે ત્યાં એ બાણો ત્રાસ વર્તાવે છે--ભુલી ગયા?"

ભોજ કચવાઇ હોઠ કરડી રહ્યો. ધનંજય પૃથિવી-વલ્લભની બેદરકારી જોઇ અંજાઇ રહ્યો.

"મહારાજ!" તેણે હસીને કહ્યું "અહીંઆં કોણ મળ્યું?"

"તેલંગણની મહાતપસ્વિની-તૈલપની બહેન!"

"શું કહો છો?" ધનંજયે પુછ્યું.

ભોજને કંપારી આવી. હલાયુધ ને અગ્નિમિત્ર વિચાર કરવા લાગ્યા કે આ સ્વપ્ન હતું કે સાચું.

"ખરી વાત. તે બીચારી વિરહાગ્નિમાં બળી મરે છે."

"મહારાજ!" ભોજથી ન રહેવાયું "આ વખત તો મહેર કરો. અમારા પર નહીં તો અવંતિ પર."

ભોજનો ક્રોધ જોઇ મુંજ હસ્યો. "બેટા! જીવ છોડાય-કે અભિસારિકાને દીધેલાં વચનો તોડાય? તું હજુ કાચો છે."

પેલા ચારે એક બીજા તરફ જોઇ રહ્યા. તે મુંજને ઓળખતા હતા. તે જાણતા હતા કે તે નિશ્ચલ હતો.

"ત્યારે કાલે ક્યારે?"

"મધ્યરાત્રિએ."

"મહારાજ! એક દિવસમાં કૈંનું કે થઇ જાય તો?" ભોજે છેલ્લો પ્રયત્ન કર્યો.

"થવા દે. તેમાં શું થયું?"

ભોજ થાકયો. આનો જવાબ શો આપવો તે જડયો નહીં. તેણે નીસાસો મુકયો.

'ઠીક ત્યારે. જીવતા રહીશું તો કાલે મધરાતે."

"મને ને મૃણાલને એને લઇ જવાની તૈયારી કરજો."

આ શાંતિ તે સહી શકયા નહીં. એક શબ્દ પણ બોલ્યા વગર ચારે જણા સુરંગમાં પાછા પેઠા.

સુરંગને મોઢે પથ્થર ઢાંકી પૃથિવી-વલ્લભ તેના પર સુતો. થોડી વારે તે નિદ્રાવશ થઇ ગયો.

પેલી તરફ સુરંગમાંથી ભોજ ને કવિઓ કચવાતા કચવાતા બહાર આવ્યા.

"કવિરાજ!" ભોજે કહ્યું "આ તે કોઇ માણસ છે?"

"ના દેવ છે."

"મે તો ગુસ્સામાં કહ્યું હતું કે પૃથ્વી આની સાથે આવશે! પણ એ તો જરુર આવશેજ એમ માની બેઠા છે."

"એજ એની ખુબી છે" કહી થાકેલો ધનંજય ભોંય પર બેસી ગયો.

## પ્રકરણ ૨૫ મુ



### મુંજ

યુવાવસ્થામાં પ્રણય નિઃસ્વાર્થ ને શુદ્ધ હોય છે: આધેડવયમાં ક્ષમાશીલ ને ડહાપણભર્યો હોય છે. ઉતરતી વય તેને માટે નથી: અને તેમાં જો એ અતિથિ આવે તો તેમાં આ ચારેમાંથી એકે ગુણ જડતો નથી.

એ પ્રણય દબાયલી લાગણીનું અસ્વાભાવિક તોફાન હોય કે અત્યંત વિષયી સ્વભાવની લાલસાનું પરિણામ હોય! મૃણાલવતીનો પ્રણય આવા કોઇ પ્રકારનો હતો. તેને એકજ વસ્તુની પરવા હતી–પોતાના તોફાની હૃદયને સંતોષ આપવાની. તેનામાં સુકોમલ, બીનઅનુભવી બાલિકાની કલ્પનાશક્તિ ને અજ્ઞાનતા નહોતાં; અને તેથી તેવી બાલા એક પ્રણયીને પૂજે, તેની મૂર્તિને માનસિક અર્ઘ્યે આરાધે, તેના આચારવિચારના મનનમાંજ તલ્લીન થઇ રહે તેવું કે તેને થતું નહીં. વિષયતૃપ્તિથી ડાહી થયલી સગવડ અને શાંતિ સેવતી મધ્યા જે સ્નેહથી પ્રણયીને નીરખે, તેની સેવામાં આનંદ માને–એવું પણ કે તેને થયું નહીં.

મૃણાલમાં બાર વર્ષની નવોઢાનું અણજાણપણું હતું–સત્તર વર્ષની રસિકતાનો અસંતોષ હતો–પ્રૌઢાથી પણ વધારે મસ્તી હતી–વૃદ્ધાનુ કલ્પનાહીન, અનુભવી, સ્વાર્થી મગજ હતું–બ્રહ્મચારિણીનું શારીરબલ–

હતું—ને ઉગ્ર તાપસીની કાર્યસાધકતા હતી. કોઇ દેવપદથી પડેલી દુર્ગા મદમસ્ત જાનવરનું સ્વરૂપ લઇ કદી ન અનુભવેલી એવી લાલસા સંતોષવા અવતરી હોય એવું તેનામાં લાગતું હતું.

તે આનંદમાં હતી, હવામાં ઉડતી હતી. તેના બાહોશ મગજમાં નિર્ણય થઇ ગયો હતો: મુંજ જીવનભર કેદી રહેવાનો; તેની ઇચ્છા થતાં તૈલપ તેને સુધડ કારાગૃહ આપશે: પછી માગ પ્રેમની આડે કોણ આવી શકે એમ છે?

તેણે પોતાની લાગણીઓને "પ્રેમ" શબ્દની સંજ્ઞા આપી હતી. આ તેનો "પ્રેમ" પણ તેના સ્વભાવને લાયક હતો. જેમ મહત્ત્વાકાંક્ષા સાંત્વવા તેણે પૃથ્વી—વલ્લભને જીત્યો હતો તેમ લાલસા સંતોષવા અત્યારે તેણે મુંજની જીત કરી હતી. એક અવંતિનાથના પ્રતાપથી ઉદ્ભવી હતી—બીજી તેના અપ્રતિમ સૌંદર્યથી: અને બંને ઇચ્છા તે પ્રતાપી નરેશને કેદમાં રાખે સંતોષાશે એવું તેને લાગ્યું.

તે આત્મસ્તોત્રનુ ગાન કરવામાં વીસરી ગઇ કે એના અને મુંજના પ્રણયપ્રકરણમાં મુખ્ય પાત્ર-વિજેતા કોણ હતું. તેણે ધાર્યું કે તે પોતે હતી.

રાત વીતી ને તે ઉઠી, અને પાછા જઇ મુંજનું મુખ જોઇ આવવાનું મન તેને થયું. તે ત્યાંથી નીકળી કારાગૃહમાં ગઇ.

તેને આવતી જોઇ રખેવાળને બીચારા કેદી ઉપર દયા આવી. તેને લાગ્યુ કે આ ભયંકર રાજ્યવિધાત્રી આટલી વખત મુજની પાસે આવે છે તેનું પરિણામ જરૂર એજ થવાનુ કે તે કમોતે મરવાનો. મૃણાલનો સ્વભાવ ને રાજ્યનીતિ એવાં ક્રૂર મનાતાં કે તે મળવા આવે તેમાં ક્રૂરતા શીવાય બીજો કોઇ મુદ્દો હોય એમ સંભવી શકે એમ નહોતું.

મૃણાલને જોતાં ઉગતા સૂર્યનાં કિરણસમાં કિરણો મુંજની આંખમાંથી ફૂટયાં. થોડી વાતચીત થઇ, નયનો સામસામાં નાચી

રહ્યાં ને મુંજે વાત કાઢી: "સારું થયું આવ્યાં તો." કહી મુંજે હેતથી મૃણાલને ખભે હાથ મુકયો.

"કેમ ?"

"હું વિચાર કરતો હતો કે આવું ચોરીછુપીથી જીવન કેમ નીભાવાશે ?"

"બીજો રસ્તો શો ! થોડા વખત પછી કૈં રસ્તો સુઝશે."

"આપણે તે કૈં બાલક છીએ કે વખત જવા દેવાય છે?" કહી મુંજ હસ્યો. "તમને પળીઆં આવ્યાં. મનેએ પચાસ થશે."

"શું કહો છો ? મેં તો ધાર્યું હતું કે—"

"કે હું ઘણો નાનો છું કેમ !"

"હા. નથી એક વાળ ધોળો થયો, ને નથી એક કરચલી પડી કપાળે. તમે તો અદ્દભુત છો."

"જેવું મન, તેટલી ઉંમર" મુંજે કહ્યું. "તમે અહીંઆ જંપીને સુખ મહાલવાનાં નથી."

"કેમ ?"

"હું દેશનો દુશ્મન છું, તમારો બાઇ મારો દુશ્મન છે. તમને બધા તપસ્વિની ગણે છે, ને તમે અહીંઆં રાજમાતા જેવી પદવી ધારો છો. અહીંઆં લોકો તમને જીવતાં નહીં છોડે."

"અહીંઆં મને કોણ પુછે ?"

"જ્યાં વાત બહાર પડી કે તમે તપસ્વિની નથી એટલે તમને પુછી તો શું પણ કરઢી ખાશે ?"

મૃણાલ મુંગી રહી. મુંજે હેતથી પોતાનો હાથ તેના ખભા પર નાંખ્યો ને જવાબની વાટ જોતો ઉભો રહ્યો.

"ત્યારે રસ્તો શો ?"

"એક તો એ કે તમે મારો વિચાર કરવાનું છોડી દો. ને પાછો તમારો આડંબર શરુ કરો."

Scanned by CamScanner

મૃણાલ મદભરી આંખે તેની સામે જોઇ રહી. તે સ્પષ્ટ રીતે જવાબ દઇ રહી હતી કે તે રસ્તો લેવો એ બની શકે એમ હતુંજ નહીં.

"એ ન બને તો તૈલપના સિંહાસન પર તમે ચઢી જાઓ." જાણે ઘણીજ નજીવી વાત હોય તેમ મુંજે કહ્યું.

"હાલ તેવુંજ છેને."

"કોણ કહે છે? સિંહાસનની પડખે ઉભા રહેવું ને તેના પર ચઢીને બેસવું તેમાં તો આસ્માન જમીનનો ફેર."

"તે કેમ બને?" મુંજ શું કહેવા માંગે છે તે ન સમજતાં મૃણાલે પુછ્યું.

"તૈલપને મારી નાંખો" ટાઢે પેટે પૃથિવી-વલ્લભે કહ્યું.

ચમકીને મૃણાલ પાછી હઠી. "એ કેમ બને?"

"ઘણીજ સહેલાઇથી. મને રાતે એની પાસે લઇ જાઓ. એ પલમાં એ સ્વધામ શોધવા જશે." મીઠે અવાજે મુંજે કહ્યું.

"અરે! પણ એ તો મારો ભાઇ-મે મારા દીકરા તરીકે ઉછેર્યો છે. એને કેમ મરાય?"

"ત્યારે ત્રીજો રસ્તો એથી પણ અઘરો છે."

"શો?" મૃણાલે પુછ્યું.

"તમે ચાલો મારી સાથે. તમને લઇ જઇ હું અવંતિનાં સમ્રાજ્ઞી સ્થાપીશ."

મૃણાલ ચમકી. મુંજની ભયંકર, અશક્ય જેવી વાતોએ તેને દીંગ જેવી કરી દીધી હતી.

"શું કહો છો?"

હસીને મુંજે ચુંબન કર્યું, ને ધીમેથી મૃણાલની એક સફેત લટ ઉચી કરી.

"મહાકાલેશ્વર ભગવાનની છાયામાંજ પૃથિવીનું મહાપ્રતાપી સિંહાસન છે. તેના પર અત્યાર સુધી હું એકલો હતો; પણ હવે આપણે બે બેસી શકીશું."

"પણ હું–તૈલપની બ્હેન—"

"હા. તેલંગણના સિંહાસન કરતાં એ એકજ સિંહાસન વધારે પ્રતાપી છે— તે અવંતિનું. તૈલપની બ્હેન ત્યાંજ શોભે."

"પણ—"

"ત્યારે ચોથો રસ્તો તો અહીંઆં આમને આમ રહેવાનો છે. તેમાં મને કંઈ નથી, પણ લોકો તમને શું કહેશે? ન રહ્યાં પુરાં તપસ્વિની–ને ન લુંટાયો અભંગ આનંદ; ન રહ્યાં ઘરનાં ને ન રહ્યાં ઘાટનાં' કહી બેદરકારીથી મુંજ જરા આઘો ગયો.

મૃણાલે જોયા કર્યું. તેને આ તેજસ્વી પુરુષ વિના જીવવું અશક્ય લાગ્યું. ધીમેથી તેણે તેના મુખની રેખાએ રેખા નજરમાં ઘાલી. આ પુરુષને પોતાનો કરવા માટે જે કર્યું હોય તે ઓછું એમ તેને લાગ્યું.

"કેમ શો વિચાર?" મૃણાલના ખભા પર હાથ મૂકી તેને પાસે ખેંચતાં થોડી વારે મુંજે પુછ્યું.

એકદમ મૃણાલને ઉમળકો આવ્યો. તેણે મુંજના બે હાથ પકડ્યા.

"પૃથિવીવલ્લભ! તમે મને ગાંડી કરી નાંખી છે. બોલો શું કરું? મારા ભાઈને મારાથી નહીં મરાય, પણ અવંતિ જઈએ." તેની છાતી ઉમળકાથી ઉછળતી હતી.

"આજે રાતે."

"આજે રાતે!" ચકિત થઈ મૃણાલે પુછ્યું: "તે કેવી રીતે?"

"બરોબર મધ્યરાત્રિએ અહીંઆં આવજો. અહીંઆંથી જવાનો માર્ગ મળશે."

"પણ કેવી રીતે?"

"જો કામદેવને માર્ગ જોઇએ તો કારાગૃહ તે કે રોકી શકે!" કહી મુંજે ફરીથી ચુંબન કર્યું ને મૃણાલને પોતાની છાતી સરસી ચાંપી. થોડી વારે મૃણાલ છૂટી પડી. "પણ અવંતિમાં તમારી પટરાણી હશે ને?"

મુંજ ખડખડ હસ્યો. "મારા હૃદયમાં તમે ને પટરાણી." મૃણાલ પાછી મુંજને વળગી પડી.

"ત્યારે આજે રાતે જરુર!" મુંજે કહ્યું.

"જ્યાં પૃથિવીનો વલ્લભ કહે ત્યાં કોઇથી ના કહેવાય છે?" કહી મૃણાલ ગઇ.

## પ્રકરણ ૨૬ મું



### લક્ષ્મીદેવીની રજા

બીજે દિવસે સવારના રસનિધિએ લક્ષ્મીદેવીને ખોળી કાઢયાં. તે અસંતોષની મૂર્તિ જેવી એક તરફ રસનિધિ કાવત્રું પોષવામાં ને બીજી તરફ મહાસામંતમાં અસંતોષનું ઝેર પ્રસારવામાં મશગુલ રહી હતી.

રસનિધિ આવ્યો એટલે લક્ષ્મીદેવી તેની પાસે આવ્યાં.

"કેમ રસનિધિ! હજુ અહીંઆં?"

"આજે રાતે" ચારે તરફ નજર નાંખી રસનિધિએ કહ્યું.

"કાલે શું મુહૂર્ત નહોતું?" તિરસ્કારથી લક્ષ્મીદેવીએ પુછ્યુ.

"એણે ના પાડી."

"રાણી-પૃથિ—"

"હા."

"કેમ?" ચકિત થઇ મહાસામંતની સ્ત્રીએ પુછયું.

રસનિધિ જરા હસ્યો "એમને કારાગૃહમાં બેઠાંબેઠાં કામબાણ વાગ્યાં છે."

"હૈં!"

"કોઇને કહેશો નહીં–" રસનિધિએ કહ્યું "તમારાં મૃણાલવતી મહારાજ પર ગાંડાં થઇ ગયાં છે."

જેમ અંધારામાંથી નીકળી એકદમ ઉજાસમાં આવતાં માણસ આંખો પટપટાવે તેમ પહેલાં તો લક્ષ્મીદેવીએ આંખો ઉઘાડભીંડ કરી, ને પછી પુરી સમજ પડતા ખડખડાટ હસી પડી. ક્યાં સુધી તે હસવું ખાળી શકી નહીં. "શું કહે છે?" આખરે હસવાથી આવેલ આંસુ લુછી તેણે પુછ્યું.

"ખરી વાત. આજે એ પણ સાથે આવશે."

"ચાલો બહુ સારુ: ને તું પણ વિલાસને સાથે લઇ જાય છે?" જરા હસીને લક્ષ્મીદેવીએ કહ્યું.

રસનિધિ ચમક્યો "તમે–જાણો–છો?"

"હા. તું છાનુ રાખે તેથી શું મારાથી વાત અજાણ રહે?"

"તમે રજા આપો છો?"

"નહીં તો હુ મુગી બેસી રહું! અહીંઆં સડે તેના કરતાં ત્યાં શું ખોટું?"

"એટલુ કે તેલ ગણુની ગાદી નહીં મળે–"

"લુચ્ચા! મને છેતરવા માગે છે! તેલગણુ નહીં તો અવંતિ. કે હરકત નહીં."

"દેવી! ક્ષમા કરો" રસનિધિ–બોલ્યો–કહ્યું, "કાકા છે એટલે પ્રભુ જાણે મારો વારો ક્યારે આવે: પણ મારા હૃદયની સમ્રાજ્ઞી તો થઇને રહેશે."

"મારે એટલુજ જોઇએ છે. બેટા, જા વિજય કર."

"પણ વિલાસને હમણાં કહેશો નહીં, નહીં તો એ એના બાપને કે કોઇને કહી દેશે."

૧૦

## પ્રકરણ ૨૭ મું

### મૃણાલે રસ્તો કાઢયો

મૃણાલવતી અસ્થિરચિત્તે વિચાર કરી રહી, પણ કૈં નિશ્ચય પર આવી શકી નહીં. મુંજે તેને બલજોરીથી હા કહેવડાવી હતી: તેણે રાતે અવંતિ જવાનું વચન આપ્યું હતું. મુંજની મોહક આંખોની નજરબહાર થતાં આ વચન તેને રુચ્યુ નહીં. તેનું માન, તેનુ ગૌરવ, વર્ષોના રચેલા મહત્ત્વાકાંક્ષાના કીલ્લા, અત્યાર સુધી સત્તા મેળવવા આદરેલા મહાપ્રયત્નો: આ બધાંના આ વચનથી ચુરેચુરા થઇ જતા હતા.

તે વૃદ્ધ હતી, તેનામાં ડહાપણુ હતુ. તે કળઇ શકી કે મુંજ તેને આંખની પલકમાં રમાડી જાય એવો ઉસ્તાદ હતો. તેની સાથે તેના રાજ્યમાં જાય એટલે પોતે નિરાધાર બને એમાં તો કંઇ સંશય હતોજ નહીં.

આ નિરાધારીના ભયંકર અનુભવની ઝાંખી થતાં તેને કમકમાં આવ્યાં. તે આવી તપસ્વિની–આવી રાજ્યવિધાત્રી–આવી અવનિ કંપાવતી મહામાયાની એક પલમાં આવી નિરાધારી!

પણ મુંજનો મોહ પણ તેને ભયંકર હતો. તેના વિના એકલી રહેવાની તેનામા હીંમત નહોતી; તેના વિના બે દિવસમાં સરજાયલી રસસૃષ્ટિનો

વિનાશ થશે તેની પણ તેને ખાત્રી હતી. તે મુંજ માટેજ સરજાયલી હતી. અત્યાર સુધી તેનેજ માટે નિર્જીવ જીવનના શુષ્ક અરણ્યમાં તે રખડતી હતી. હવે તેને હાથથી કેમ જવા દેવાય? પોતાની મેળે આ નવી રસસૃષ્ટિને આગ કેમ લગાડાય?

મુંજ નિશ્ચલ હતો. પોતે નહીં જાય તો પણ તે જવાનો; અને સદાને માટે તે એકલી, અટુલી બની જવાની. પછી જીવવુ શા કામનું? પછી સત્તા હોય તેને પણ શું કરવી હતી? પછી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઇ ન થઇ તો પણ શું? આ સ્થિતિ તેને નિરાધારી કરતાં પણ ભુંડી લાગી.

તો શા સારુ સત્તા ને મહત્ત્વાકાંક્ષા પર પુળો ન મુકવો? તેમાં ક્યાં સુખ કે શાંતિ સમાયાં હતાં? એકલના કરતાં નિરાધારી શી ખોટી?

તે નિશ્ચય પર આવવા લાગી—અવંતિ જવુ તેમાંજ ઓછું દુ:ખ સમાયું હતું. તેના મનની અનિશ્ચિત સ્થિતિનો અંત આવવા લાગ્યો.

એક વિચાર આવ્યો, અને તેનું હૃદય વજ્રના પંઝામાં પકડાયું: મુંજ જુવાન હતો, સુંદર હતો, રસિક હતો: સ્ત્રીઓને વશ કરવાની વિદ્યામાં પ્રવીણ હતો: તેની વાત પરથી પણ તેણે અનેક હૃદયોને રીઝવ્યાં ને રંજાડયાં હશે એમ જણાતું હતું; તે સૌંદર્યભક્ષી હતો. પોતે વૃદ્ધ, કદરૂપી, નીરસ, રસશાસ્ત્રથી અજાત ને લલિતકલાઓની કટ્ટી વેરી હતી. પોતાનો ને મુંજ વચ્ચેનો સંબંધ ક્યાં સુધી પહોંચશે? વિચાર ભયંકર, ત્રાસદાયક, હૃદયભેદક હતો. કઇ દોરીએ આ સંબંધ સધાયો હતો? નહોતુ સૌંદર્યનુ આકર્ષણ: નહોતી રસજીવનમાં સહકાર કરવાની શક્તિ: નહોતો બાળપણનો શ્રદ્ધાળુ પ્રણય. માત્ર એ બે વચ્ચે કાચી દોરી હતી. પોતે મુંજનાં કીર્તિ ને સૌંદર્ય પર મોહી હતી: તેના પ્રભાવશીલ, સત્તાશીલ સ્વભાવ પર મોહી હતી. આ તેનો મોહ કેટલી વાર ટકશે? કેમ ટકશે? અવંતિ જતાં પોતાના પ્રભાવની પૂર્ણાહુતિ થશે, પોતાની સત્તાનો નાશ

થશે; અત્યારેજ તેનાં પ્રભાવ ને સત્તા પૃથિવી–વલ્લભના પગનાં તળીઆં નીચે કચરાતાં હતાં. પછી–પછી શું ?

એક સંશય ખરાપણાનું સ્વરૂપ પકડવા લાગ્યોઃ મુંજે માત્ર ક્ષણિક આનંદ માટે તેને વશ કરી હતી. એ પ્રમાણે અનેકને તે કરતો હોવો જોઇએ. તો કારાગૃહમાંથી છુટતાં નવયૌવનભર્યા મોહક સંસારમાં એને જોઇતી રસિક સુંદરીઓ કેમ નહીં સાંપડે ? પછી શું ?

માન્યખેટ જાય–અવંતિ જાય–પૃથિવી–વલ્લભ જાય; પછી પોતે ક્યાં? એ સ્થિતિ કલ્પવાની પણ તેનામાં શક્તિ રહી નહીં.

હાથ વચ્ચે માથું રાખી તેણે વિચારમાલા ફેરવ્યા કરી. આ બધાનો સાર એટલોજ નીકળ્યો કે મુંજને માન્યખેટમાં રાખવો. એ નિરાકરણ બધી રીતે ઠીક હતું. પોતે સત્તાધીશ રહેશે, મુંજ પણ હાથમાં રહેશે, અને આનંદની અવધિ અનુભવવાનું સહેલ થઇ પડશે. જેમજેમ તે વિચાર કરતી ગઇ તેમતેમ આ નિરાકરણ વધારે રુચિકર લાગ્યું. પોતે પહેલાં પણ એજ વિચાર કર્યો હતો: માત્ર મુંજે એ વિચારને હસી કાઢ્યો તેથીજ તેણે પડતો મુક્યો હતો.

હવે મુંજને રાખવો કેમ ? તેને જઇ મળી આવવું ? ક્યાં સુધી તેણે વિચાર કર્યો—અને પછી તે નિશ્ચય પર આવી.

એક દાસને બોલાવ્યો, અને કુંવર અકલંકચરિતને બોલાવી મગાવ્યો.

"કુંવર!"

"કેમ બા ?"

"બેટા ! તારા શૌર્યને દીપાવે એવું એક કામ સોંપવું છે."

"શું ?"

"મને એક કાવત્રાની જાણ પડી છે."

"શા વીશે ?"

"મુંજને આજે રાતે છોડવી લઈ જવા વીશે."

"હેં!" કહી કુંવર એક ડગલું પાછળ હઠયો. "કોણે કહ્યું?"

"તારા બાપની ને તારી રક્ષા કરતાં મને શાની જાણ નથી પડતી?" મૃણાલે કહ્યુ, "આજે રાતે બાર વાગે તેને લઇ જવા માણુસો આવવાના છે."

"ક્યાંથી?"

"સુરંગમાંથી. તે કાવત્રુ ફેડવું છે ને મુંજને જતા અટકાવવો છે."

"જેવી આજ્ઞા."

"પણ તને કેમ મેં બોલાવ્યો તે ખબર છે?"

"ના."

"તારા બાપને બોલાવી કહેત પણ તે નિર્મલ બુદ્ધિ છોડી દ્વેષી થયા છે–મુંજને મારવા માંગે છે. રાજાઓનાં શરીર સદાય અસ્પર્શ્ય ગણાય તેમાંજ રાજનીતિ છે. તું આ નીતિ જાળવશે માટે તને આ કામ સોંપું છું."

"જેવી આજ્ઞા."

"મુંજનો વાળ પણ વાંકો ન થાય–નહીં તો તારી અકલંક કીર્તિ કલંકિત થશે. તું જાણે. જા, સાવધાન રહી કામ કરજે."

"એમાં કહેવું નહીં પડે" કહી કુવર આવ્યા હતો તેવોજ સ્વસ્થ પાછો ગયો.

## પ્રકરણ ૨૮ મું



### મધ્યરાત્રિ

નાસી છૂટવાની તકે કે મૃણાલને લઇ જવી છે તેની હોંસ મુંજના મનમાં કે પણ અસ્વસ્થતા આવી નહીં; અને હમેશની માફક હાથ પર માથું મુકી તે નીરાંતે અર્ધનિદ્રામાં પડી રહ્યો.

તેણે ધીમેથી આંખ ઉઘાડી. મધ્યરાત્રિનાં ચોઘડીઆં શરુ થયાં હોય એમ લાગ્યુ.

ચોઘડીઆં બંધ થયાં ને તેના ભોંયરાના બહારના બારણા આગળ પગલાંનો ખડખડાટ થયો; અને તે તરફ ને જોઇ રહ્યો. થોડી પલમાં બધુ શાંત થઇ ગયું. તેને અચંબો લાગ્યો કે હજુ મૃણાલ કેમ દેખાઇ નહીં ?

તરત સુરંગમાંથી કે ઠોકવાનો અવાજ આવ્યો. કોઇએ પાંચ વખત ઠોક્યું; મુંજે ઉભા થઇ બેડીવતી તેટલીજ વાર ઠોક્યુ. ધીમે રહીને નીચેથી સુરંગનો પથ્થર ઉંચકાયો ને ભોજનું માથું બહાર આવ્યું.

" કાકા ! તૈયાર છો કે ? " તેણે ધીમેથી પુછ્યું.

" ના. હજુ મૃણાલવતી નથી આવ્યાં—આ શબ્દો બહાર નીકળ્યા એટલામાં ભોંયરાનું બહારનું બારણું એકદમ ખુલી ગયું અને પાંચપંદર જણ મશાલ લઇ ધસી આવ્યા.

મુંજ ફર્યો ને આ માણુસો જોઇ ચેતી ગયો.

"જય મહાકાલ" કહી સુરંગ તરફ પુઠ કરી તે બોલ્યો; અને પગ વડે ભોજને જતા રહેવાનું સૂચવ્યું. ભોજ તરત પથ્થર ખેંચી ચાલતો થયો.

પણ જતાંજતાં પથ્થર નીચે પડતો દેખાયો ને અકલંકચરિત તે તરફ કુદ્યો. એક નાયક નીચો વળી પથ્થર પડતો અટકાવવા ગયો. તેની આંગળી વચ્ચે આવી ગઇ એટલે પથ્થર બરાબર બેસમાં બેઠા નહીં. પાંચ સાત સૈનિકો તે પથ્થર ઉપાડવા મંડયા.

વીસ પચીસ સૈનિકો મુંજ પર પડયા, અને મહામહેનતે તેને બાંધ્યો.

એટલામાં પથ્થર ઉપડયો.

"નાયક! પેલા હરામખોરની પાછળ પડો, ને ઝલાય તો તેને પકડજો કે પુરો કરજો" કુંવરે કહ્યું.

"પાપી!" તેણે મુંજ તરફ ફરીને કહ્યું. "તારી હાથચાલાકી અહીંઆં પણ જણાવે છે!" સૈનિકોને તેણે કહ્યું: "જાઓ અને મેં તૈયાર કરાવ્યુ છે તે ભોંયરામાં આને લઇ જાઓ. એને જવા દીધા તો છવેયા ગયા સમજજો" કહી એક મશાલને આગળ કરી, નાગી તરવાર સહિત અકલંકચરિત સુરંગમાં પેઠો.

સૈનિકોએ પૃથિવી-વલ્લભને મજબુત રીતે બાંધ્યો અને ત્યાંથી તેને લઇ જઇ બીજા એક ભોંયરામાં પુર્યો.

અડધા ઉંઘતા તૈલપરાજને કૈં અપરિચિત કકળાણ સંભળાયું. તે પથારીમાં બેઠા થયો, ઉઠયો, બારી ઉઘાડી. જે તરફ મુંજને કેદ કરવામાં આવ્યો હતો તે તરફ મશાલનાં અજવાળાં અને સૈનિકોના અવાજ સંભળાયા. તેણે કાન ફફડાવ્યા ને રખે મુંજ હાથમાંથી સટકી જાય એવો ડર લાગતાં તરવાર લઇ તે હેઠળ ઉતર્યો. ત્યાં આવતાં

એને બધી માહીતી મળી અને જે નવા ભોંયરામાં મુંજને પુર્યો હતો ત્યાં તે આવી પહોંચ્યો.

તે એક તરફથી આવ્યો અને સામેથી મૃણાલવતી આવતી દેખાઇ. અત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. પાદપ્રક્ષાલન વખતે થયલું અપમાન, અને મૃણાલે કરેલો મુંજનો બચાવ તે વીસરી ગયો નહોતો. અને પોતાની બહેન પર તેને અવિશ્વાસ અને દ્વેષ આવ્યા હતા. છુપા જાસુસ મારફત તેણે એમ પણ જાણ્યું હતું કે મૃણાલ ઘણી વખત મુંજને મળવા જાય છે.

તેને અત્યારે લાગ્યું કે અણજાણી રીતે મૃણાલજ મુંજને નસાડવા પ્રયત્ન કરી રહી હતી—અને તે કારણસરજ તે અહીંઆં આવી હતી. તૈલપના ક્રોધનો પાર રહ્યો નહીં—આ સમી બહેન માટે માન અને સ્નેહ હતાં તે ઓસરી ગયાં.

"તમે કેમ આવ્યાં છો?" તેણે સખ્તાઇથી પુછ્યું. આવી અપરિચિત રીતે તૈલપ તેને સંબોધતો જોઇ તેણે પણ ગુસ્સામાં ઉંચું જોયું. પણ તેનું મન ચોર હતું; અને અત્યારે તૈલપને અહીંઆં જોઇ તેનાં હાજાં ગગડી ગયાં.

"મુંજને મળવા." તેણે મહામહેનતે કહ્યું.

"અત્યારે નહીં મળાય, ચાલ્યાં જાઓ. કેદીઓને મળવાનો આ સમય નથી."

મૃણાલ માનભંગ થઇ. આ અપમાનથી તેની આંખમાં ઝેર આવ્યું.

"શું કહે છે?" તેણે ગૌરવથી પુછ્યું.

"જે કહું છું તે બરોબર કહું છું."

મૃણાલે જોયું કે તૈલપ અત્યારે ગુસ્સાથી બેભાન થઇ રહ્યો હતો, અને સૈનિકોની વચ્ચે જીભાજોડી કરવી તેમાં શોભા રહે એમ નહોતું.

"ઠીક મને સવારે મળજે."

"વારુ" તિરસ્કારથી તૈલપે કહ્યું.

મૃણાલ ત્યાંથી ચાલી ગઇ. તેને પોતાના કર્તવ્યનો પશ્ચાત્તાપ શરુ થયો.

તે ગઇ એટલે તૈલપ બારણું ઉઘડાવી, મશાલચીને લઇ અંદર ગયો. હાથ પગ બાંધેલો મુંજ ભોંય પર પડયો હતો.

"કેમ મુંજ! કેમ છે?" તિરસ્કારથી, ગુસ્સામાં તૈલપે પુછ્યું.

"આનંદમાં" હસીને મુંજે જવાબ દીધો.

"અવંતિ નાસી જવું હતું કેમ!"

"તેમાં તારી રજાની જરુર નહોતી."

"ત્યારે કેમ રહી ગયો?"

"મને કોઇએ રાખ્યો નથી–મારે હાથેજ રહ્યો. મેં એવો રસ્તો લીધો કે હું રહી ગયો."

તૈલપ સમજ્યો નહીં. "ઠીક પાપી! હવે તારો ઘડો ભરાઇ રહ્યો. હવે તને હાથીને પગે કરાવું છું. જોઇ લે."

મુંજ તિરસ્કારભર્યું હસ્યો: "એ ધમકી તો સાંભળીસાંભળી મને કંટાળો આવ્યો."

તૈલપને લાગ્યું કે ઉભેલા સૈનિકોના દેખતાં પોતે માનભંગ થતો હતો, એટલે તેણે ટુંકું પતાવ્યું.

"હવે બહુ કંટાળો નહીં આવે. સૈનિકો, આ પાપીને બરોબર સાચવજો, નહીં તો જીવતાં ખોળ ઉતરાવીશ" કહી તે પાછો ફર્યો.

મુંજનો મશ્કરી કરતો અવાજ આવ્યો:

"વધ ભલે કરાવજે, પણ મારા શિરને શોભે એવો કરાવજે."

## પ્રકરણ ૨૯ મું



### કાવત્રાંબાજોની ખોળ

ગુનેગારને દંડ કરવા તલસી રહેલો કુંવર સુરંગમાં ઝનુનભર્યો દોડયો. તેની રગેરગ વિનાશ કરવાની લાલસાથી ધ્રુજી રહી હતી.

થોડી વારે પવન વાયો, મશાલની જ્વાળા નાચી ઉઠી, અને સુરંગનું બારણું આવ્યું. સુરંગનું મુખ મહાસામંતની વાડીમાં પડતું હતું, અને તેમાંથી બહાર પડતાં કોઇ નજરે ચડયું નહીં.

કુંવરે જોયું કે તેની પાસે મશાલચી હતો, એટલે પોતે અંધારામાં તરત દેખાતો હતો; અને તેની આસપાસ પ્રસરેલા ઉજાસથી તેની આંખ અંધકારમાં બરાબર જોઇ શકતી નહોતી. તેણે મશાલચીને મશાલ હોલવી નાંખવાનું કહ્યું.

એટલામાં સુરંગમાં થઇ તેની પાછળ આઠ દશ સૈનિકો આવી લાગ્યા; અને તેમને જુદીજુદી દિશામાં તેણે ખોળ કરવા મોકલ્યા. તે પોતે મહાસામંતના મહેલ તરફ ગયો.

ઓટલા પર લક્ષ્મીદેવી ઉભી હતી. કુંવર ત્યાં ઉભો રહ્યો.

"દેવી! અહીંઆંથી કોઇને નાસતા જોયા?"

"કોણ કુંવર?" ન સમજાય એવા તિરસ્કારથી લક્ષ્મીદેવીએ કહ્યું, "તમે ક્યાંથી અહીંઆં?"

"કોઇને જતાં જોયો? અહીંઆંથી હરામખોરો હમણાં ગયા."

"આ તમારી જોડે પેલી તરફ હતા તે?" લક્ષ્મીદેવીએ નિર્દોષતાથી સવાલ કર્યો.

"ના, બીજા."

"મહારાજ! મહારાજ! આ કોઇ ચાલ્યું." એક સૈનિકે ચીસ પાડી.

અકલંકચરિત કુદ્યો. દૂરથી અંધકારમાં કોઇને મહાદેવના મંદિર તરફ દોડતો જોયો: દોડનારના ખભા પર કે હોય તેવું લાગતું હતું.

તે મંદિર તરફ દોડયો: પેલો દેખાતો ઓળો અદૃષ્ટ થયો. કુંવરે ફલંગો મારી દોડવા માંડયું.

કોઇ એના પગ નીચે ખુંદાયો–ખુંદાનારે ચીસ પાડી. અકલંકચરિત અટકયો ને નીચો વળ્યો. તેને સાદ પરિચિત લાગ્યો.

"કોણ નરસિંહ?" તેણે ચમકીને પુછ્યું.

ભોંય પર પડી રહેલા સૈનિકે ડચકાંઓમાં ખાતે અવાજે કહ્યુ: "હા. મહારાજ! ગયો–વિલાસબાને લઇને–પેલા મંદિરમાં—ઓ—મને—માર્યો—ઓ—"

કુંવર મરતા સૈનિકની છેલ્લી વાચા સાંભળવા ઉભો રહ્યો નહીં. સૈનિકના થોડા શબ્દોએ તેને ઘણી સમજ પાડી હતી: વિલાસને લઇ જનાર રસનિધિ હોવો જોઇએ ને મુજને છોડવવાનું કાવત્રું પણ તેણેજ કરેલું હોવું જોઇએ. તેને એમ પણ ખબર હતી કે મહાદેવના મંદિરમાં થઇ ગામ બહાર જવાનો છુપો રસ્તો છે: અને તે વાટેજ રસનિધિ નાસવા જતો હતો એમ તેને ખાત્રી થઇ.

અકલંકના પગમાં ને હાથમાં હજારગણું જોર આવ્યું. બે પલમાં તે મંદિરે પહોંચ્યો. ત્યાં ચારે તરફ નજર ફેંકી પણ ત્યાં કોઇ હતું નહીં. અહીંઆથી જવાની સુરંગનું મુખ કયાં હતું તેની તેને ચોક્કસ ખબર નહોતી; પણ ધ્યાનપૂર્વક જોતાં તેને પોઠીઓ વાંકો લાગ્યો. તેણે જોરથી પોઠીઆને હઠાવ્યો. પોઠીઓ કોઇએ માત્ર એમનો

એમજ મુકી છોડયો હતો. તે ખસતાં સુરંગનું મોં હાથ લાગ્યું. ત્યાંથી ભોંયમાં જવાનો પથ્થરનાં પગથીઆંનો રસ્તો હતો.

લાંબો વિચાર કર્યો વિના તે દોડતોદોડતો સુરંગમાં પેઠો. તેને રસનિધિ તરફ અણગમો તો હતોજ; તેમાં તેણે રાજદ્રોહનો ગુનો કર્યો; વળી તેની સ્ત્રીને ઉપાડી જતો હતો. તૈલપની ક્રૂરતા ને મૃણાલની સખ્તાઇ એ બંને લક્ષણોવાળું લોહી અને શુષ્ક નિયમોએ આપેલી કેળવણી: એ બેના મિશ્રણથી બનેલો તેનો ભયંકર સ્વભાવ અત્યારે બીજું કૈં જુએ એમ નહોતું. એને તો રસનિધિના લોહીમાં પોતાનું ખડ્ગ રગદોળવું હતું.

અંધારામાં અથડાતો, કુટાતો, ઠોકર ખાતો તે ઝપાટાબેર આગળ વધ્યો. ચારેગમના છવલેણ અંધકારમાં માત્ર પગના કે હાથના ટેકાથી માર્ગ મળતો હતો.

થોડે દૂર જતાં તેને કાને અવાજ સંભળાયો–કાઇ ધીમેધીમે અથડાતું આગળ વધતું હતું. તેના હર્ષનો પાર રહ્યો નહીં. તે જોસભેર આગળ વધ્યો.

એકદમ તેનું શરીર ભીંત સાથે અથડાયું. રસ્તો સાંકડો થઇ ગયો. માત્ર એકજ માણસ સીધુંસીધું જઇ શકે એટલો સાંકડો રસ્તો થઇ ગયો. આડું કે પાછું ફરવું મુશ્કેલ થઇ પડયું; પણ આગળ જતા માણસની મુશ્કેલી વધારે હોય એમ જણાયું. કુંવર નાગી તરવાર સીધી રાખી આગળ વધ્યો.

આ સાંકડા રસ્તામાં રસનિધિનું કામ કઠણ થઇ પડયું. વિલાસ બેભાન થઇ ગઇ હતી; અને આ રસ્તામાં તેને ખાંધે લેવાય એમ પણ નહોતું. છતાં તેને પલમાં ઉંચકી, પલમાં ઘસડી, પલમાં બેભાન છતાં આગળ ધકેલી તે મહામુસ્કેલીએ આગળ વધતો હતો. થોડી વારે તે આગળ વધતો અટકયો. પાછળ આવતાં પગલાં ઘણાં પાસે આવી

લાગ્યાં, અને આમ ને આમ ચાલતાં પાછળવાળો તેને સહેલાઈથી વીંધી નાંખે એમ હતું.

તેણે બેભાન વિલાસને ભીંત ટેકવી ભોંય પર બેસાડી, અને પાછો ફરી હાથમાં તરવાર દૃઢ કરી પુછ્યું: " કોણ છે ? "

કુંવર ઘણો પાસે આવી લાગ્યો હતો. તે આ સવાલ સાંભળી ચમકયો, બીજી પલે સાવધ થયો ને "તારો કાલ" કહી તે આગળ આવ્યો.

" તો હું આ રહ્યો" કહી રસનિધિ આગળ વધ્યા.

એક પલમાં બે તરવારો અથડાઇ, તેમાંથી તણખા ખર્યા; પણ ઉગામવા જતાં બંનેની તરવારો ભીત સાથે અથડાઇ ને તેના કકડા થઇ ગયા.

બંને કુશલ યોદ્ધા હતા. બનેએ તરવાર જવા દીધી ને એકેક પર તુટી પડયા.

આ કુસ્તી જીવલેણ હતી. એક માણસ જ્યાં માંડમાંડ સીધો ચાલી શકે ત્યાં આ બે જણ તાંડવ નૃત્ય ખેલવા લાગ્યા. ભીતમાં માથાં અથડાતાં, કોણી ને ઘુંટણ છોલાતા. હાડકાં પથ્થરમાં ટીચાતાં: છતાં આ બે કટ્ટાવેરી, આ ભયંકર અંધકારમાં કારમું લાગે એવું જીવલેણ યુદ્ધ મચાવી રહ્યા.

બંનેએ એકેકના પ્રાણ લેવાનું નક્કી કર્યું હતું-બંનેને ખાત્રી હતી કે વિજય શીવાય આ યુદ્ધમાંથી આ દુનીઆમા રહેવાનો બીજો રસ્તો નહોતો.

રસનિધિનાં ગાત્ર નાનાં હતાં–અકલંક લાંબો પહોળો હતો. પણ રસનિધિની રમત ખરા ખેલાડીની હતી; અને જો કે પહેલાં તો કુંવરના ઝનુની હૂમલા આગળ તે પાછો હઠયો, પણ ધીમેધીમે તેની કલા તેની મદદે આવી. બંને ક્યાં સુધી ઝુઝયા–પણ કોઇએ નમતુ આપ્યું નહીં. પણ કુંવરનો શ્વાસ ઘેરાતો હતો, અને ચાલાક રસનિધિ વાટ જોઇ માત્ર બચાવજ કરી રહ્યો હતો.

અકલંક સમજ્યો. શ્વાસ ખુટે તે પહેલાં દુશ્મનને રામશરણ કરવા તેણે ફાંફાં માર્યાં, પણ કંઈ વળ્યું નહીં. માલવી યોદ્ધો ખેલાડી હતો; થોડી વારમાં તેણે કુંવરને ખુણામાં ચગદ્યો—ને બીજી પળે તેના પર ચઢી બેઠો.

રસનિધિએ શ્વાસ ખાધો ને પછી બોલ્યો: "બોલ પાપી! કોનો કાલ આવ્યો ?"

કુંવર બોલ્યો નહીં; મરવા કરતાં આ હાર તેને વધારે સાલતી હતી.

"એવું થાય છે કે હમણાં સાત પેઢીનું વેર લઉં."

"લે. હું હવે જીવું કે મરું તેની મને પરવા નથી."

"તને આમ મારવામાં તો મારી કીર્તિ ઝાંખે. લોકો કહેશે કે તું કોણ જાણે કેમ મુઓ."

"પુરો કર." તિરસ્કારથી અકલંકે કહ્યું, "આ રહ્યું મારું ગળું. દાબી દે. તારા જેવા બાયલાને એજ શોભે."

"અકલંક! હજુ અવંતિના પરમારને બાયલો ઠેરવનાર પૃથ્વીમાં પાક્યો નથી. તારું ગુમાન જવા દે. જો તું માન્યખેટનો યુવરાજ છે તો હું અવંતિનો છું."

"કોણ ભોજ ?"

"હા. તને મારીશ તો ભર યુદ્ધમાં—આમ અંધારામાં ઠુંપો દઈશ નહીં. જા, તેથી જવા દઉં છું, પણ એક શરતે."

"શી ?"

કે પણ ગરબડ કર્યા વિના અહીંઆંથી આવ્યો તે રસ્તે પાછો ચાલ્યો જા."

"એ શરતની શી જરુર છે? બીજો રસ્તો કયાં છે? બહારને રસ્તે તો તારા સાથીઓ હશે."

"પણ પાછળ પડે તો ?"

કુંવર એક પલ મુગો રહ્યો. તેને લાગ્યું કે ફરી આવું યુદ્ધ કરવું અર્થ વગરનું હતું.

"નહીં પડું."

"વચન."

"હા, વચન."

"ઠીક" કહી ભોજ ઉઠયો.

લથડીઆં ખાતો, ધુળ ખંખેરતો અકલંકચરિત ઉઠયો.

"ચાલવા માંડ."

"આ ચાલ્યો" કહી જાણે અકલંક નીચો વળ્યો હોય એમ લાગ્યું.

ભોજ હસ્યો: "જીત્યો તેની યાદગીરીમા તરવારના કકડા લઇ જાય છે શું?"

કુવરે જવાબ ન આપ્યો. થોડાં ડગલા આગળ જતાં તે પડી ગયો હોય એમ લાગ્યું. થોડી વાર તે પડી રહ્યો.

ભોજને શંકા થઇ. "કેમ ઉઠાય કે મદદે આવું?"

અકલંકે જવાબ નહીં દીધો. થોડા વારે તે ઉઠ્યો ને દોડતો દોડતો જતો રહ્યો.

તેનાં દોડવાનાં પગલાં દૂર ગયાં એટલે ભોજે નીચા વળી વિલાસને શોધવા માંડી. તેને લાગ્યું કે લડતાંલડતાં તે અને કુંવર વિલાસને સુવાડી હતી તે જગ્યાની આગળ વધી ગયા હતા. તેણે પાછા ફરી હાથવતી તેની શોધ કરવા માંડી. યુદ્ધના થાકથી તેનુ માથું ફરતું હતું ને તેથી આ શોધ જરા કઠણ થઇ પડી. થોડા વારે તેને વિલાસના પગ હાથ લાગ્યા. તેણે તરત તેને કંમરમાંથી પકડી, બે હાથે ઉંચકી ઝપાટાબંધ ચાલવા માંડયું.

"વિલાસ! વહાલી! એ રાક્ષસના પંજામાંથી છુટી ખરી."

## પ્રકરણ ૩૦ મું



## વિલાસ કેમ છુટી?

ભોજ પચીસ ડગલાં ચાલ્યો, અને તેનું માથું ફરતું અટક્યું ને તેને ભાન આવ્યું.

તે ચમક્યો. વિલાસ તેને હલકી લાગી. તેણે હોઠ કરડી સ્વાસ્થ્ય મેળવવા પ્રયત્ન કર્યો.

તેને ધ્રાસ્કો પડ્યો. તેનો જમણો હાથ વિલાસના પીઠના ભાગ નીચે હતો. તેમાં પાણી આવતું લાગ્યુ. પાણી-લોહી-આટલું બધું! ભોજનું હૃદય થંભી ગયું-તેના પગ ધ્રુજવા માંડયા-તે ઉભો રહી ગયો.

તેણે મહા મુશ્કેલીએ વિલાસને સીધી કરી. ક્યાંથી લોહી આવે છે તે જોવા હાથ કર્યો ને કારમી ચીસ પાડી સુરંગ ગજવી.

વિલાસના ખભાની ઉપરનો ભાગ શરીર પર હતોજ નહીં.

ભોજનો હાથ રુધિરમાં તરબોળ થઇ રહ્યો. જ્યાં વિલાસનું ડોકું હોવું જોઇએ ત્યાંથી ધગધગતું લોહી બહાર વહેતું હતું.

ભોજને ભાન આવ્યું-હાથમાં માત્ર વિલાસનું ધડજ હતું.

તેનાં રોમેરોમ કંપી ઉઠયાં. તેના હાથમાંથી ધડ ભોંય પર પડી ગયુ.

એ દિગ્મૂઢ જેવો ઉભો રહ્યો. તેના હૃદયમાં અનિર્વાચ્ય શોક પ્રસર્યો. તેણે લોહીઆળ હાથ માથે દઇ પોક મુકી.

એકદમ સામેથી દોડતાં આવતાં પગલાં સંભળાયાં અને મશાલનો ઉજાસ આવ્યો. થોડી વારે સામેથી મશાલ લઇ ધનંજય આવતો દેખાયો. તેની પાછળ થોડા કવિઓ હતા. ભોજને આવતાં વાર થઇ એટલે તે શોધ કરવા આવતા હતા. "મહારાજ! મહારાજ!"

ધનંજય પાસે આવ્યો, પોક સાંભળી અટકયો; થોડો આગળ આવ્યો ને ચીસ પાડી ઉઠયો: "ઓ મારા બાપરે!" તેના હાથમાંથી મશાલ પડી ગઇ.

તેની નજર આગળ લોહીથી ખરડાયલું કોઇ ઉભું હતું—ભોંય પર એક શબમાંથી લોહીની ધારા વહેતી હતી.

ધનંજય હીંમતવાન્ હતો. જ્યાં માનુષી હીંમતનું કામ હોય ત્યાં અત્યારે તેને લાગ્યું કે સાક્ષાત્ ભૈરવ તેની સમક્ષ ઉભો હતો.

પણ ભોજે તેને ઓળખ્યો: "ધનંજય! ધનજય! ભાઇ!"

ધનંજયને ભાન ને હીંમત આવ્યાં એટલે તેણે મશાલ ઉચકી.

"કોણ યુવરાજ? શું કહો છો?"

"ધનંજય! આ જોયું?" કેમે કરી ભોજે કહ્યું અને વિલાસના ધડ તરફ આંગળી કરી.

"શું છે?"

"વિલાસનું ધડ."

"પણ મહારાજ ક્યાં?"

"મહારાજ કારાગૃહમાં. જેવો હું ભોંયરામાં ગયો કે અકલંકચરિત અને તેના માણસો બારણું ઉઘાડી તુટી પડયા. મહારાજ પકડાઇ ગયા. હું પથ્થર દઇ નાઠો. અકલંક મારી પુઠે પડયો." તે શ્વાસ ખાવા થોભ્યો.

"પછી?"

"હું ઝપાટાબંધ લક્ષ્મીદેવી પાસેથી વિલાસને લઇ નાઠો. તે બેભાન થઇ ગઇ હતી. તેને ઉંચકી હું મંદિરની સુરંગમાં પેઠો...."

"મારી પાછળ અકલંક આવ્યો—આ ભોંયરામાં દ્વંદ્વયુદ્ધ થયું. હું જીત્યો. મેં એને છોડી દીધો. એણે દગો નહીં રમવાનું વચન આપ્યું. પાપી ગયો, પણ જતાંજતાં મારી વિલાસનું ડોકું કાપી લઇ ગયો."

"હેં!" ધનંજય ને તેની પાછળના કવિઓ ચકિત થઇ ગયા

"મને હવે સમજ પડી. એ કમજાત અથડાઇ પડયો તેજ વખતે તેણે આ કર્યું. ચાલો જોઇએ." કહી તેણે મશાલ લીધી ને તે પાછો ફર્યો.

તેઓ થોડે ચાલ્યા એટલે તેના યુદ્ધનું સ્થાન મળ્યું, પણ ત્યાં બે તરવારમાંથી એકજ તરવારની મુઠનો ભાગ ને બે તરવારના અગ્ર ભાગ પડયા હતા. એક ખુણે જ્યાં વિલાસને સુવાડી હતી ત્યાં લોહીનું ખાબોચીયું હતું.

મુગે મોઢે બધા પાછા ફર્યા, વિલાસનું ધડ ઉચક્યું અને થોડી વારે સુરંગની બહાર આવ્યા.

ત્યાં બધા ઘોડા પર બેઠા અને ઝપાટાબંધ મુસાફરી કરતા ગોદાવરી સમીપ આવી લાગ્યા.

ત્યાં ચિતા ખડકી વિલાસના ધડને ભોજે અગ્નિદાહ આપ્યો. ભોજને રોમેરોમ અગ્નિ વ્યાપી રહ્યો. જેવી અગ્નિની આંચ વિલાસના ધડને લાગી કે તે મનમાં બોલ્યોઃ "આનાં લોહીનાં ટીપાંએ ટીપાંનો હીસાબ લઇશ. યાદ રાખજે!"

બીજી પલે તેને વિલાસ યાદ આવી. તે નિર્દોષ કાવ્યરસિકાનું મ્લાન પણ મનોહર વદન નજર આગળ ખડું થયું. તેનું હૈયું ભરાઇ આવ્યું ને તે ધ્રુસકાં ખાઇ રડવા લાગ્યો.

"યુવરાજ! પણ હવે શું?" ધનંજયે પુછ્યું.

"હવે શું? અવંતિનો રસ્તો."

"પણ મહારાજનું શું!"

ગમગીનીમાં ભોજે ડોકું ધુણાવ્યું: "કે નહીં. રુદ્રાદિત્યનું વચન હતું તે સત્ય થયું. મુંજ ગોદાવરી એકજ વાર ઓળંગશે, બીજી વાર નહીં. એ તો હવે માન્યખેટમાંજ મરવાના."

"આપણે કે ખબર તો કાઢવી જોઇએ. એક કામ કરીએ: ગોદાવરી ઓળંગી છુપે વેશે બેચાર દિવસ રહી ભાળ કાઢીએ."

"હા, મને વાંધો નથી. પણ હવે મહારાજને છોડવી શક્ય એમ લાગતું નથી."

* * *

વિલાસની રાખ ગોદાવરીમાં વિસર્જન કરી તેઓ ગોદાવરી ઓળંગી પાસે ગામ હતું તે તરફ ગયા.

આ ગામ જુદાજુદા રસ્તાના મથક પર હતુ. ત્યાં ઉતરી તેઓએ થાક ખાધો, ન ખાધો એટલામાં ગોદાવરીને પેલે તીરે બસો ત્રણસો માણસની એક ટુકડી આવી લાગી.

ભોજ ને તેના માલવી યોદ્ધાઓએ આ ટુકડી જોઇ ને તેમનાં હાંજા ગગડી ગયાં. તેમને લાગ્યું કે તૈલપે આ માણસો તેમને પકડવાને મોકલ્યાં હતાં. પણ જેવા તે નદીને તીરે આવી લાગ્યા કે ધનંજયે આગળ આવતો યોદ્ધો ઓળખ્યો: "મહાસામંત !"

"લક્ષ્મીદેવી !" ભોજે કહ્યું.

બધા માલવીઓ જોઇ રહ્યા. સામે આવતાં માણસોની આગળ બે ઘોડા પર મહાસામંત ને લક્ષ્મીદેવી હતાં.

પણ બધાંનો દેખાવ વિકરાલ હતો. મહાસામંતના એક હાથમાં પરશુ હતી અને બીજા હાથમાં એક મહાન્ ખડ્ગ હતું. તેમના મોઢા પર લોહીઆળ ઘા હતા, તેમનો ઘોડો પણ લોહીલુહાણ હતો.

લક્ષ્મીદેવીનું સ્વરૂપ ચંડિકાસમું ભયાનક હતું: તેમના એક હાથમાં રક્તથી લાલ બનેલી તરવાર હતી, તેમના શરીર પર ધુળ અને લોહી-

ના ઓધરાળા હતા, તેના જીન સાથે એક ડોકું બાંધેલું હતું. જેવો આ એનો દેખાવ હતો તેવોજ તેના સૈનિકોનો હતો. દરેકના હાથમાં નાગાં શસ્ત્ર હતાં, દરેકનું દીલ લોહીથી ખરડાયલું હતું, દરેકની મુખ-મુદ્રા પણ ભયાનક હતી.

"ધનંજય! આ આપણને પકડવા નથી આવતા, પણ યુદ્ધમાંથી આવતા લાગે છે." ભોજે કહ્યું.

એટલામાં મહાસામંતે "જય સ્યૂનેશ્વર" કહીને ઘોડાને એડ મારી નદીમાં ઝંપલાવ્યું. તેમની પાછળ લક્ષ્મીદેવી ને તેમના બધા અનુચરો-એ પણ તેજ પ્રમાણે કર્યું.

આ તરફ ભોજ ને તેના સ્વારો ઘોડા પર ચઢી નાસી જવું કે નહીં તેની સમજ ન પડવાથી જોઈ રહ્યા અને જેવા મહાસામંત નદીને આ પાર આવ્યા કે તેમણે ભોજને ઓળખ્યો.

"રસનિધિ!"

"મહાસામંત! તમે ક્યાંથી?" કહી તેણે પોતાનો ઘોડો મહા-સામંતના ઘોડાની પાસે લીધો.

"હું સ્યૂનદેશ જાઉં છું."

એટલામાં લક્ષ્મીદેવીનો ઘોડો નદી તરી ત્યાં આવી લાગ્યો.

"ભોજરાજ! હવે એ મહાસામંત નથી. સ્યૂનદેશના મહારાજા-ધિરાજ ભીલ્લમરાજ છે—"

લક્ષ્મીદેવીની આંખો લાલ ને ફાટેલી હતી, તેના હોઠ દબાયલા હતા, તેને અંગેઅંગ ઝનુન ને ક્રોધ વ્યાપેલાં હતાં. રસનિધિ આ ભયંકર મૂર્તિ જોઈ રહ્યો અને જોતાં તેની નજર લક્ષ્મીદેવીના જીન પર લટકાવેલા શિર પર ગઈ.

વિકરાળ લક્ષ્મીદેવીએ ભયંકર રીતે હસીને ચોટલો પકડી તે શિર ઉચું કર્યું.

"ને આ સ્યૂનાધિપનો વિજયધ્વજ." લક્ષ્મીદેવી ખડખડ-કોઈ સ્મશાનનું કારમું ભૂત હસે તેમ-હસી પડી.

સોનજીએ એ મુખ જોયું-ઓળખ્યું. તે મુખ પર વિલાસની મુખ-મુદ્રાની છાપ હતી.

તેને કમકમાં આવ્યાં, આંખે અંધારા આવ્યાં અને બેભાન થઈ તે ઘોડા પરથી ધરણીએ ઢળ્યો.

## પ્રકરણ ૩૧ મું



### લક્ષ્મીદેવીએ તેલંગણ કેમ છોડયું ?

અકલંકચરિતના ગર્વિષ્ઠ સ્વભાવને કારી ઘા લાગ્યો. હાર ખાધાથી તે અત્યારે નિરાધાર થઇ રહ્યો હતો, છતાં તેના હૃદયમાં હળાહળ ઝેર વાપ્યું.

એટલામાં તેણે ઠોકર ખાધી અને પડતાં ભાંગેલી તરવારનું એક અડધીયું હાથ લાગ્યું તે લઇ તે આગળ ચાલ્યો. બે ડગલાં આગળ ચાલતાં તેણે ફરી ઠોકર ખાધી અને બેભાન વિલાસના શરીર પર પડયો.

હાર ખાધી એ માનભંગ સહ્ય હતો, પણ ભોજ વિલાસને લઇ જાય એ માનભંગ અસહ્ય હતો. વેર વાળવા ઉત્સુક બનેલા તેને એક ઘાતકી વિચાર આવ્યો. વિચાર આવતાં તેણે તેને અમલમાં મુક્યો. તરવારના અડધીઆવતી વિલાસનું ડોકું કાપી તેણે હાથમાં લીધું.

આ ઘોર કર્મ કરીને તે આગળ વધ્યો. તેના હૈયાનો ભાર ઓછો થયો—એક ઘાથી પાપી ભોજ અને નીમકહરામ વિલાસ બંનેને તે શિક્ષા કરી શકયો.

થોડું આગળ જતાં મશાલ લઇ તેને શોધવા નીકળેલા સૈનિકો મળ્યા. વિલાસનું શિર હાથમાં લઇ લોહીભીના કુંવરને આવતો જોઇ તેઓ ચમકીને ઉભા રહ્યા—તેમનાં સખત હૃદયો પણ કંપી ઉઠયાં.

" પાછા ચાલો " કુંવરે કહ્યું.

આ હુકમને માન આપી સૈનિકો પાછા ફર્યાં અને ધીમેધીમે મંદિરમાં પાછા આવ્યા. ત્યાં તૈલપ ને ભીલમ થોડા યોદ્ધાઓ સહિત વાટ જોઇ ઉભા હતા. કુંવરને લોહીથી ખરડાયલો અને હાથમાં ટપકતું માથું લઇ આવતો જોઇ બધા ગભરાઇ પાછા હઠયા.

"આ શું?" તૈલપે ભવાં ચઢાવી પુછયું.

" આ—" કહી અકલંકે માથુ ઉંચું ધર્યું " જે પાપિણી મને છોડી ભોજ સાથે નાસી જતી હતી તેનું માથું."

" વિલાસ—" ડોળા ફાડી ભીલમે કહ્યું.

" હા! તેલંગણુની ભાવી સમ્રાજ્ઞી " કઠણુ હૈયાના કુંવરે ક્રૂરતાપૂર્ણ હાસ્યથી કહ્યું. "એના કાકાને નસાડવામાં ભોજ ન ફાવ્યો એટલે આને લઇ નાસી જતો હતો મેં તેને પકડવા પ્રયત્ન કર્યો, પણુ ઉલટો એણે મને પકડયો અને મને હરાવી છુટો મુકયો. પાછા આવતાં હું આનું માથું કાપી લાવ્યો."

" કોનું માથું ? " મૃણાલવતીનો અવાજ આવ્યો. તે, જક્કલાદેવી અને લક્ષ્મી થોડા સૈનિકો સહિત અહીંઆ આવ્યાં હતાં.

" વિલાસનુ " કહી મશાલના અજવાળામાં તેણે તે ઉંચુ ધર્યું. વિલાસનુ મુખ ભયાનક નિશ્ચલતાથી બધાં સામે જોઇ રહ્યું.

એક પલ ભયાનક શાંતિ પ્રસરી રહી.

સત્યનરાજ હોઠ પર હોઠ દાબી, અંધકારભર્યાં હૃદયથી મૂઢ જેવો ડોળા ફાડી જોઇ રહ્યો હતો. તેની વિચારશક્તિ બહેર મારી ગઇ હતી.

મશાલોના ઉજાસના વર્તુલમાં કોઇ કુદ્યું અને તેણે અકલંકના હાથમાંથી વિલાસનું માથું ઝુટવી લીધું.

" મારી વિલાસનું માથું?" લક્ષ્મીદેવીએ ગર્જના કરી.

તેણે માથું ઉંચુ કર્યું અને ધીમેથી વિલાસનુ નિર્દોષ મુખ, સુકોમલ મુખરેખા, સુંદર નયનોની નિર્જીવ નિશ્ચલતા જોયાં. બધાં તેને જોઇ રહ્યાં—વચ્ચે બોલવાની કોઇની હીંમત ચાલી નહીં.

લક્ષ્મીદેવીની મૂર્તિ અત્યારે મહિષાસુરમર્દિની જેવી થઇ રહી હતી. તેની ફાટેલી આંખોમાંથી અગ્નિ વર્ષતો હતો; તેના મુખ પર વિશ્વ-સંહારક કોપનો દુઃસહ પ્રતાપ દેખાતો હતો. શબસમાન શ્વેત થઇ રહેલી તે, માત્ર શરીરમાંથી પ્રગટી રહેલા ક્રોધની જ્વાલાથીજ બધાને બાળતી હતી.

"મારી દીકરીને તેં મારી?" તેણે એકદમ કુંવરને પુછ્યું.

કુંવર એકદમ જવાબ ન દઇ શકયો.

"ચાલો હવે–" તલપરાજ આવતું તોફાન શમાવવા બોલવા ગયો.

લક્ષ્મીદેવી વચ્ચે બોલી ઉઠી: "ભીલ્લમરાજ! જોયું? અકલંક-ચરિતના પગની રજ માથે મુકો કે તમારી એકની એક દીકરીની આ દશા કરી!" તે ડોળા ફાડી પોતાના પતિ સામે જોઇ રહી. તે બીચારો યોદ્ધો મૂઢ બની જોયા કરતો હતો હતો. તે જોસ્સાભેર તેના તરફ ફરી "ધિક્કાર છે તમારા જેવા બાયલાને! તમારા હાથ ક્યાં બળી ગયા છે? તમારાં આયુધો ક્યાં વેચી આવ્યા? આ પિશાચે આ એકની એક દીકરીનું શિર છેદ્યું ને તમારામાં એનું શર છેદવાની શક્તિ નથી? શું જુઓ છો? જુઓ છો શું?" તેના અવાજમાં, અનિવાર્ય તિરસ્કાર અને ક્રોધ સમાયા હતા.

ભીલ્લમના કપાળ પર કરચલી વળી, પણ તે કંઇ બોલીચાલી શકયો નહીં, માત્ર લક્ષ્મીદેવીના મુખ સામે જોઇ રહ્યો.

"લક્ષ્મી! આ શું બકે છે?" મૃણાલવતીએ પોતાની હંમેશની ટેવથી સત્તાવાહી અવાજે કહ્યું, "જરા ભાન રાખ."

"ભાન! ભાન!" લક્ષ્મીદેવીના ઝનુનથી મૃણાલ પણ અંજાઇ ગઇ. "મારી દીકરીએ શો ગુનો કર્યો હતો? અત્યારે મુંજની જોડે મળવા તો તમે નાસી જવાનાં હતાં? તમારું ડોકું ધડ પર છે, કારણ કે તમે તૈલપરાજનાં બહેન ને આનું ડોકું ધડ પર નથી, કારણ કે એ સ્યૂનદેશના કંગાલ ને કાયર રાજાની છોકરી કેમ?"

વીજળી પડી હોય તેમ બધા ચમક્યા ને એકમેકના મોં સામે જોઇ રહ્યા. તૈલપ સૌથી પહેલાં સ્વસ્થ થયો. એને લાગ્યું કે સૈનિકો દેખતાં આ ફજેતો થાય તે ઠીક નહીં. તેણે ભીલ્લમને કહ્યું: "મહા-સામંત લક્ષ્મીદેવીને લઇ જાઓ."

"ક્યાં?" એક ડગલું આગળ આવી, ગાંડી થઇ ગઇ હોય તેવી લક્ષ્મીદેવીએ તૈલપની સામે ડોળા ફાડી બરાડો માર્યો, "ભીલ્લમરાજ લઇ જાઓ મને-હા, મારે સ્યૂનદેશ. હવે આ ભૂમિનું અન્નજલ ઝેર સમાન છે. પણ તમે શું કરશો? તમે તો દાસ છો, હાથે ચુડીઓ પહેરી છે, હીજડાઓની હારમાં બેઠા છો. તમે શું લઇ જવાના હતા? હું જઇશ. હું ચાલુક્ય મહારાજાઓની કુંવરી છું. હજાર વીરાંગનાઓનું ઝનુની લોહી મારી રગમાં છે. હું એકલી બસ છું-મારી દીકરી મારી, મારો દેશ ડુબાવ્યો તેનું લોહી પીવા." તે અકલંક તરફ ફરી: "નરપિશાચ! ચંડાલ! ને તારું લોહી પીઉ ત્યારેજ હું ખરી."

ભીલ્લમની આંખમાં ભયંકર તેજ આવ્યું અને સાથે બોલવાની શક્તિ પણ આવી. "દેવી! હમણાં તો ચાલો."

"હા. ચાલો સ્યૂનદેશ, આ પાપભૂમિમાં પલવાર પણ રહેવુ નથી" સત્તાથી લક્ષ્મીએ કહ્યું.

"ભીલ્લમ!" જરા આગળ આવી તૈલપે કહ્યું, "આને લઇ જાય છે કે નહીં?"

"ખબરદાર!" ધીમેથી ભીલ્લમ આગળ આવ્યો ને લક્ષ્મીદેવી અને તૈલપ વચ્ચે ઉભા રહી તેણે કહ્યું. તેનું પ્રચંડ શરીર સ્વસ્થ શાંત હતું, તેનો અવાજ ખોખરો પણ ભયંકર હતો. "દેવી ખરું કહે છે. ચાલો આપણે દેશ." કહી તેણે લક્ષ્મીદેવીનો હાથ પકડયો ને તેને ખેંચી જવા લાગ્યો.

એટલામાં તેની નજર ભોંય પર પડેલા શંખ પર પડી. તેણે તે લીધો ને પોતાના સૈનિકોને બોલાવવાનો ઘોષ કર્યો.

તૈલપ આ ઘોષનો અર્થ સમજ્યો. ને ગુસ્સાભર્યો આગળ આવ્યો.

"ભીલ્લમ! આ શું કરે છે? તું પણ ગાંડો થયો છે?"

ભીલ્લમ તૈલપથી એક હાથ ઉંચો હતો. તેણે એક જબરી મુઠ્ઠી તૈલપના માથા પર ધરી.

"શું?"

તૈલપરાજ બે ડગલાં પાછળ ખસ્યો ને હોઠ કરડી બોલ્યો: "અત્યારે માન્યખેટ નહીં છોડાય."

"જોઉં છું કોણ આડે આવે છે?" આમ કહી ભીલ્લમ શંખનાદ સાંભળી દોડી આવેલા તેના સૈનિકો તરફ ફર્યો. "ઘોડા લાવો. આપણે સ્યુનદેશ જવું છે" કહી તે લક્ષ્મીદેવીને લઇ ચાલતો થયો. વચમાં પડવાની કોઇની તાકાત નહોતી, કારણકે ભીલ્લમનું પ્રચંડ બાહુબલ જગજાણીતું હતું. થોડી વાર બધાં ચિત્રવત્ ઉભાં રહ્યાં.

"અકલંક! રાજગઢ ને ગામનાં બારણાં બંધ કરાવ" તૈલપે કહ્યું.

જવાબમા સ્યૂનરાજનો શંખનાદ દૂરથી સંભળાયો અને મહેલમાં યોદ્ધાઓની દોડાદોડ થઇ રહી.

જોતજોતામાં સ્યુનરાજના યોદ્ધાઓ સજ્જ થયા. લક્ષ્મીદેવીની ભયંકર મુખમુદ્રા અને વિલાસના શિરના વિજયધ્વજથી દરેકના રોમેરોમમાં ઝનુન વ્યાપી રહ્યું. તે જોતજોતામાં ઘોડે ચઢ્યા ને શંખનાદના વિજયી ઘોષ કરતા આગળ વધ્યા. અકલંકે બને તેટલા યોદ્ધાઓને તૈયાર કરી આ યોદ્ધાઓને જતા અટકાવવા મોકલ્યા.

સ્યૂનરાજ અને તેના યોદ્ધાઓ ઝનુનના પુરમાં આગળ વધ્યા અને માન્યખેટના દરવાજા આગળ યુદ્ધ થયું.

ભીલ્લમરાજ ને લક્ષ્મીદેવીએ કેર વર્તાવ્યો. તેમના સૈનિકોએ શૌર્યની સીમાએ પહોંચી શોણિતની સરિતાઓ વહેવડાવી. તે સરિતા પાર કરી આ નાનું સૈન્ય માન્યખેટ છોડી આગળ વધ્યું અને ગોદાવરી ઉતરતાં ભોજને મળ્યું.

# પ્રકરણ ૩૨ મું



## ભિક્ષા

ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીની અધમતા ને માનહીનતા મૃણાલવતી અત્યારે અનુભવતી હતી. તેણે ધારેલું પરિણામ આવ્યું નહીં—એટલું જ નહીં, પણ સદાને માટે મુંજ હાથમાંથી ગયો-વખત છે ને તે પ્રાણ પણ ખુએ. વળી આખા જગતમાં તેની ફજેતી થઇ અને વૈરાગ્યના આડંબરથી જે માન, સત્તા ને શાંતિ મળ્યાં હતાં તે બધાં તદ્દન નાબુદ થઇ ગયાં. છેલ્લાંછેલ્લાં લક્ષ્મીદેવીએ એક વાકયે આખા જન્મારાનું વેર લીધું અને હવેથી તેલંગણનાં કાગડાં કુતરાં પણ તેની સામે નહીં જુએ એવી અધોગતિએ તે પહોંચી. સુખ ગયું, પ્રણય ગયો, વૈરાગ્ય ગયો, માન ગયું, સત્તા ગઇ, છતાં વસુંધરાએ ન આપ્યો માર્ગ ને યમે ન લીધા પ્રાણ.

તે પોતાના ખંડમાં ગઇ અને શૂન્ય બની બેઠી. તે ન સ્વસ્થ રહી શકી, ન રડી શકી, ન રસ્તો ખોળી શકી. વિલાસની લાલસા, સત્તાનો શોખ ને વૈરાગ્યનો મોહ ત્રણે જાણે વૈતરણી તરી ગએલાં સ્વજન હોય તેમ દૂરથી તેને છેલ્લા પ્રણામ કરી રહ્યાં ને સજલનયને તે પડી રહી—ન તેમને બોલાવી શકી કે ન તેમની પાછળ વૈતરણી ઓળંગી શકી.

મરવાનું મન થયું–પણ યમરાજ આદરવાની હીંમત નહોતી, છતાં યમરાજ ને તૈલપ એ બેમાં તેને યમરાજનું શરણ ઓછું અરુચિકર લાગતું હતું.

પણ રખેને વિષનો પ્યાલો અધુરો રહી ગયો હોય તેમ તૈલપનાં પગલાં તેના તરફ આવતાં સંભળાયાં. તેનામાં સ્વાસ્થ્ય લાવવાનું જોર નહોતું–સામે થવા જેટલું સ્વમાન નહોતું. જેમ હતી તેમ વીજળીના પ્રભાવથી પડેલા ઘરસમી તે નિરાધાર બની બેસી રહી.

તૈલપ આવ્યો. તેણે આટલી વારમાં મૃણાલ વીશે માહીતી મેળવી લીધી હતી. વખત કવખતે મુંજ સાથેનો તેનો મેલાપ, અકલંકને તેણે આપેલી ખબર ને લક્ષ્મીદેવીનો ટાણો–આ બધાથી તેને ખાત્રી થઇ હતી કે મૃણાલેજ વિષયલાલસામાં મુંજને છોડવવાનું કાવત્રુ ઉભું કર્યું હતું. આથી તેના કચવાટનો પાર રહ્યો નહોતો. મૃણાલ વૈરાગ્ય છોડી, વિષયી બને. મુંજને નસાડવામાં સામેલ થાય; કાવત્રાં-બાજો નાસી છુટે, જતાં જતાં અકલંકને હરાવી જાય; ભીલમ જેવો શૂરવીર યોદ્ધો તેને છોડી સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવે–આ બધા ઉપરા-છાપરી પડેલા ઘાથી તે અકળાઇ ઉઠયો હતો. એક પલકમાં મૃણાલ-ની બુદ્ધિનો ને ભીલમના બાહુનો સહાયો ગયો અને ભીલમ ને ભોજ જેવા પ્રતાપી દુશ્મનો પાક્યા–એ ગુંચવણી જબરી હતી; અને તેમાં મૃણાલના સ્ખલનનું કલંક લાગ્યું. વિજયને શિખરેથી આ ખાઇમાં પડવું એ તે બીચારાને દુઃસહ થઇ પડે તેમાં નવાઇ જેવું નહોતું.

પણ આ ગુંચવણીમાંથી રસ્તો કાઢવાની કે તુટેલી રચના ફરી ઉભી કરવાની તેને ફુરસદ કે શક્તિ નહોતી. અત્યારે તે માત્ર ક્રોધ ને દ્વેષ બેનોજ ગુલામ થઇ રહ્યો હતો–અને તે બંનેનું કેંદ્રસ્થાન મુંજ અને મૃણાલ બન્યાં હતાં.

તે આવ્યો અને થોડી વાર નિઃશબ્દ તિરસ્કારથી મૃણાલને જોઇ રહ્યો. તેની ઝીણી આંખોમાં અનિર્વાચ્ય દ્વેષ હતોઃ તેના હોઠ પર

ભયંકર તિરસ્કાર હતો; તેનું મન એ દ્વેષ અને તિરસ્કારથી કોઇને પણ ભસ્મ કરવા તલપી રહ્યું હતું.

"કેમ તેલંગણનાં રાજ્યમાતા?" તેણે ક્રૂર અને શાંત અવાજે કહ્યું: "અવંતિ કેટલું દૂર છે?"

મૃણાલ જોઇ રહી–શીકારીએ ઘેરેલી હરિણીની નિરાશાભરી આંખે. શું બોલવુ તે તેને સુઝયું નહીં. તૈલપે આગળ ચલાવ્યું:

"કુલાંગાર! આના કરતાં તો માને પેટે પથ્થર પડી હોત તો વધારે સારું. નિષ્કલંક તપસ્વિની!" કહી તૈલપ ખડખડ હસ્યો. "શો તારો વૈરાગ્ય ને શી તારી નીતિ? આવું કરતાં તો તેલંગણની વારાંગનાઓ પણ બીચારી શરમાઇ મરે!"

મૃણાલે નીચેથી ઉંચું જોયું. તેની ફીક્કી આંખમાં નિરાશા હતી. તે તૈલપના શબ્દોનો કે અર્થ સમજવાનો પ્રયત્ન કરવા લાગી.

તિરસ્કારથી હસીને તૈલપ બોલ્યો: "તને તેલંગણમાં બીજું કોઇ ન મળ્યું કે મુંજ પર મોહી પડી?" શબ્દેશબ્દ ખંજર હોય તેમ ધીમેથી, કસાઇની રસભરી ક્રૂરતાથી બહેનના હૃદયમાં તે મારી રહ્યો.

મરતું પ્રાણી પણ નિરર્થક કરેલા ઘાની ક્રૂરતાથી ગુસ્સો ન શમાવી શકે તેમ નિરાધારીમાં ઘેલી બનેલી મૃણાલમાં પણ ક્રોધના અંકુરો ફુટ્યા. તેણે સર્વસ્વ ગુમાવ્યું હતું, પણ મુંજ માટેનો તેનો મોહ તેવો ને તેવોજ રહ્યો હતો. પોતાને કહેલા અપશબ્દોની તેને પરવા નહોતી, પણ મુંજ–તેના હૃદયમાં રમી રહેલી એક માત્ર મૂર્તિ–નું જરા જેટલું અપમાન પણ તેને સાલી ઉઠ્યું. તે તૈલપ સામે જોઇ રહી ને થોડી વારે બોલી:

"તેલંગણ તો શું, પણ આખી પૃથ્વી પર એનો જોટો તો બતાવ?"

તૈલપની આંખમાં ભયંકર તેજ આવ્યું, તેના હોઠ કંપી ઉઠ્યા. તેના ક્રોધ અને દ્વેષ પર છવાએલું તિરસ્કારનું આવરણ ખસી ગયુ. તેણે ડોળા કાઢી પુછ્યું:

"બેશરમ! મારે મોઢે પણ આ કહેતાં લાજતી નથી?"

"શા માટે લાજું?" મૃણાલે ખિન્નતાથી કહ્યું. તેનો પ્રભાવશાલી સ્વભાવ પોતાનું સામ્રાજ્ય ધીમેધીમે બેસાડતો ગયો. "તું નહોતો સમજ્યો મારો વૈરાગ્ય ને તું નથી સમજતો મારો મોહ. મુંજની મશ્કરી કરે છે? મૂર્ખ! તારા જેવા દશહજાર તૈલપ ભેગા થાય તોપણ તેને ન પહોંચે" કહી તે તૈલપની સામે ઉભી થઇ.

"શાબાશ તપસ્વિની! શાબાશ તેલંગણની રાજ્યમાતા! શા તારા મોઢામાં આ બોલો શોભી રહ્યા છે?"

"શોભી રહે કે નહીં તેની મને પરવા નથી. મારા હાથ અત્યારે હેઠા પડયા છે. મારું જીવન મારે હાથે મેં ચુંથી નાખ્યું છે. મારે મુવે કોઇ નીસાસો મુકનાર નથી. હું ઉગ્રતાપસી હતી, તેલંગણની રાજ્યવિધાત્રી હતી; હવે મને બધા કુલટા કહી મારા નામ પર થુંકશે—" મૃણાલ શ્વાસ ખાવા જરા થોભી. તૈલપ જરા હસ્યો.

"—છતાં હું તાપસી બની જે ગર્વ ધારતી હતી, તારી બહેન ને તારા રાજ્યની વિધાત્રી થઇ જેટલો ગર્વ ધારતી હતી તેટલોજ ગર્વ—તેથી વધારે ગર્વ પૃથિવીવલ્લભની વલ્લભા થઇ ધારું છું."

"હા–હા–હા—" તૈલપ ખડખડ હસી પડયો. "ત્યારે તું પણ જો. મેં તને અત્યાર સુધી મા સમાન–મારી પરમેશ્વર સમાન–ગણી. હવે તને પણ હું પુરેપુરો સ્વાદ ચખાડું છું."

"તું શું સ્વાદ ચખાડતો હતો? મને ભાગ્યફુટીને તો વિધિ કંઈ સ્વાદ ચખાડવામાં મણા રાખતોજ નથી." તેણે ગમગીનીભર્યા અવાજે કહ્યું.

"પહેલાં તો તારા પૃથિવી–વલ્લભને સ્વાદ ચખાડું, પછી તને."

"તે તો સદા સુખનોજ સ્વાદ ચાખે છે. તેને તું શું કરવાનો હતો?"

"હજુ તને મારા પ્રતાપની ખબર નથી."

હવે તિરસ્કારપૂર્વક હસવાનો વખત મૃણાલને આવ્યો. તે હસી.

તૈલપ ધ્રુસક્યો ને મુગે મોઢે જઇ બારી ઉઘાડીને કહ્યું: "જો—"

મૃણાલે એક ડગલું આગળ આવી જોયું. બહાર શેરીમાં એક ઘરના બારણા આગળ મુંજ ઉભો હતો. તેને હાથે ને પગે બેડી હતી, તેના હાથમાં ભિક્ષાપાત્ર હતું, તેની પાછળ બે ખડ્ગધારી સૈનિકો ચાલતા હતા.

"તારો પૃથિવીવલ્લભ સાત દિવસ ઘેરેઘેર ટુકડા માગી ખાશે. પછી—"

"પછી?" શ્વાસ ઘેરી મૃણાલે પુછ્યુ.

"પછી—જ્યાં તું ન મળે ત્યાં–યમસદનમાં."

"કેમ જાણવું?"

અત્યારે આવી દયાજનક અધમતામાં પણ મુંજ તેનો તેજ હતો. તેના મુખ પર શાંતિ ને આનંદ હતાં. તેની આંખો ઘડીમાં સૈનિકો જોડે, ઘડીમાં રસ્તે ચાલનાર જોડે વાત કરતાં નીચી રહેતી હતી. તેના ગૌરવમાં કે સ્વાસ્થ્યમાં જરા પણ ભંગ થયો નહોતો: તેના હાથમાં બેડી ને ભિક્ષાપાત્ર રાજ્યચિન્હ જેવાં લાગતાં હતાં.

જે ઘર આગળ મુંજ ઉભો હતો તેમાંથી એક યુવતિ નીકળી અને મુંજ તેમજ સૈનિકોને જોઇ ગભરાઇ પાછી હઠી.

"સુંદરી! ગભરાય છે શું કામ?" સ્નેહ ને આદરભર્યાં નયનો તે સ્ત્રી પર ઠારી, હસીને મુંજે કહ્યું.

"મહારાજ!—" પેલી સ્ત્રી ક્ષોભથી બોલી.

"આથી બીજું રુડું શું? આમ ન હોત તો માન્યખેટના નાગરિકોને પૃથિવી–વલ્લભની પીછાન કેમ પડત? ઘરમાં કૈં છે? હોય તો આપ."

"મહારાજ! અત્યારે—"

"જે કૈં હોય તે. તૈલપના રાજ્યભવનના પકવાન કરતાં તો વધારે સારુંજ હશે. જોઉં તો ખરો કે પાકશાસ્ત્ર કોનું સરસ–અવંતિનું કે માન્યખેટનું?"

પેલી સ્ત્રી દોડતીદોડતી ઘરમાં ગઇ અને કૈં ખાવાનું લઇ મુંજના ભિક્ષાપાત્રમાં નાખ્યું.

મુંજે હાસ્યભર્યા નયને કહ્યું: "સુંદરી! આટલું યાદ રાખજે" કહી એક સંસ્કૃત શ્લોક કહ્યો.

પેલી સ્ત્રી ન સમજવાથી જોઇ રહી. મુંજે હસીને કહ્યું: "હા. ભુલ્યો. આ અવંતિ નથી. જો, ચંદ્રલેખા! આ તારા પુષ્પમાલ શા હાથના સુકુમાર પાશમાંથી પ્રણયી છુટવાનું કરે તો તેને મૂઢ લેખી તેનો તિરસ્કાર કરજે, કારણ કે પૃથિવીવલ્લભ પણ આ હાથ છે કે પદ્મની દાંડી છે તેના ભ્રમમાં પલવાર ભિક્ષાપાત્રમાં શું નાખ્યું તે જોવાનું વીસરી ગયો."

પેલી સ્ત્રી શરમાઇ નીચું જોઇ રહી. તેનું મોઢું હસીહસી રહ્યું. મુંજ પણ આનંદથી હસતો હતો.

"આ તારો પૃથિવી-વલ્લભ જોયો?" મુંજ બીજી શેરીમાં વળ્યો એટલે તૈલપે મૃણાલને કહ્યું.

"મેં તો ક્યારનો જોયો છે. તું જોઇ લે નહીં તો રહી જશે." મૃણાલે તિરસ્કારથી કહ્યું. "પૃથિવી-વલ્લભ તો આજ. તું પ્રાણ પટકશે તો પણ આવો થવાનો નથી" કહી તે ત્યાંથી ફરી.

હોઠ કરડી તૈલપ ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૩ મું

### પૃથ્વી-વલ્લભ કેમ ખંચાયો?

સાત દિવસ સુધી મુંજે ભિક્ષા માંગી ને પોતાનો દિગ્વિજય કર્યો; આખું ગામ તેની પાછળ ઘેલું થઇ ગયું; દરેક નરનારી તૈલપને શાપ આપવા લાગ્યાં; દરેક જણ મુંજ બચે તેવી બાધા લેવા બેઠાં.

પણ આ વખત તૈલપ છેતરાય તેમ નહોતો. મૃણાલ પર, મુંજ પર, મુંજની સાથે બોલે તેના પર સખ્ત પહેરો રહેતો અને શબ્દે શબ્દ તૈલપને કાને જતા. તૈલપને ધીમેધીમે માલવરાજના ચમત્કારી વ્યક્તિત્વનું અને પોતાની કથળેલી બાજીનું ભાન આવતુ ગયુ અને જેમજેમ આ ભાન આવતું ગયું તેમતેમ મુંજને મારી નાંખવાનો સંકલ્પ તે દઢ કરતો ગયો.

ઢંઢેરો પીટાવી તેણે જગતને જાહેર કર્યું કે સાતમે દિવસે સવારે પાપાચારી મુંજને, મૃણાલવતી પાસે છેલ્લી ભિક્ષા મંગાવી રહ્યા પછી, હાથીને પગે કરવામાં આવશે. અને આ વિજયમહોત્સવમાં ભાગ લેવા તેણે આખા દેશને નિમંત્રણ આપ્યું.

આખો દેશ દીંગ થઇ ગયો. હજારો અંતરમાંથી રોષના ને તિરસ્કારના ઉદ્‌ગારો બહાર પડયા, હજારો નયનોમાં આંસુ આવ્યાં, હજારો નિઃશ્વાસો આ અન્યાયની સામે મુગો પોકાર કરી રહ્યા.

પણ તૈલપનો સંકલ્પ નિશ્ચલ હતો. સાતમે દિવસે આખો દેશ

રાજ્યભુવનના આગળના ચોગાનમાં ભેગો થયો. ચારે તરફ, બારીઓ-માં, છાપરે લોકોની ઠઠ મચી હતી.

રાજ્યભુવનના ઓટલા પર મૃણાલવતી મ્લાન ને ગંભીર વદને ઉભી હતી. તેના કદરુપા મોઢા પર પણ શોકે સૌંદર્યની છાયા નાંખી હતી. તેની આંખો રડીરડી રાતીચોળ થઇ ગઇ હતી. અવારનવાર તેના હૈયામાંથી નિઃશ્વાસ નીકળતો હતો. જેનાથી લોકો ત્રાસતા તેને આજે તેઓ દયાભીની નજરે જોઇ રહ્યા. મનમાં પણ તેનું આચરણ વખોડવાની કઠોરતા કોઇ સામાન્ય સ્ત્રીપુરુષ રાખી શકયાં નહીં.

મૃણાલ પાસે ભિક્ષા મંગાવી મુંજને ક્ષુદ્રતાનો આકરામાં આકરો અનુભવ કરાવવો એવો તૈલપનો વિચાર હતો. મૃણાલ આ હેતુ સમજી અને પહેલાં તેમ કરવા ના પાડી, પણ તૈલપે તેને પલવાર પણ મુંજને મળવા દેવાની ના પાડી હતી અને આ હ્રદયભેદક શરત કબુલ કર્યા શીવાય મુંજને મળવાની બીજી તક મળે એવી નહોતી એટલે આખરે તેણે કબુલ કર્યું. તેના સખત હૈયા માટે પણ આ આઘાતો અસહ્ય થઇ પડતા હતા.

મૃણાલની બાજુ પર રાણી જક્કલાદેવી ને કેટલીક સખીઓ ઉભી હતી. રાણીનું મુખ પણ ફીકકું ને ચિંતાભર્યું હતું. સામે તૈલપ ઉભો હતો. તેના મુખ પર ક્રૂરતા ને નિશ્ચલતા હતી; તેની આંખો-માં દ્વેષ ને વિજયનો ઉલ્લાસ હતો. તે પોતાના કટ્ટાવેરી અને મા જેવી બહેનનો છેલ્લો ચિત્તભેદક મેલાપ જોવા—એ બેની વેદના જોઇ આનંદ પામવા—આતુર બની ઉભો હતો.

વચ્ચે ખુલ્લી રાખેલી જગ્યામાં એક મદોન્મત્ત ગજરાજ ડોલતો હતો. તેને નીશામાં ચકચુર બનાવ્યો હતો. તેના પર એક અનુભવી મહાવત બેસી મહા મુશ્કેલીએ તેને કાબુમાં રાખતો હતો. હાથી લાલ આંખો વડે નગરજનોને નીહાળી રહ્યો હતો ને થોડાથોડી વારે

સુંઢ લંબાવી, અવાજ કરી પોતાનો ગુસ્સો જાહેર કરતો હતો. મુંજ કારાગૃહમાંથી નીકળીને આવ્યો. લોકોમાં શાંતિ પ્રસરી રહી અને બધા એકીટશે જોઇ રહ્યા.

ખંચાયા વિના, કોઇના કહ્યા વિના, તે સીધો મૃણાલ ઉભી હતી ત્યાં આવ્યો ને હસ્યો. તેનું હાસ્ય અત્યારે પણ સદાના જેવું મોહક હતું.

"કેમ મૃણાલવતી ?" ઘણે દિવસે પ્રિયતમાને મળ્યો હોય તેવો રણકાર તેના અવાજમાં હતો. મૃણાલ પહેલાં જવાબમાં હસી શકી નહીં, પણ તરત મુંજના મોહક હાસ્ય ને અવાજનો જાદુ તેના પર પ્રસર્યો. તે હસી–મીઠું, ધીમું, મ્લાનવદને. તેની આંખો સ્નેહભીની થઇ. બંનેની દૃષ્ટિ તેજસ્વી કરે એકમેકને આલીંગી રહી. બધા શ્વાસ ઘેરી જોઇ રહ્યા.

"હવે શાનું દાન આપશો ?" રસિક પ્રણયી એકાંતવાસમાં જે સુમધુરતાથી પુછે તેમ પૃથિવીવલ્લભે પુછ્યું "જે હતું તે તો કયારનું આપી દીધું ?"

મૃણાલવતી આ શબ્દો સાંભળી ઘેલી બની ગઇ. તેને રોમેરોમ પ્રણયમારુતનો ભયંકર સુસવાટ વાઇ રહ્યો. તે દુઃખ, સમય ને સ્થલ વીસરી ગઇ–માત્ર મોહાંધ નેત્રે હૃદયનાથની રસિક મૂર્તિ નીહાળી રહી.

"સુંદરી ! ગભરાવાનું કારણ નથી. દુનીઆ તો ભુંડી ને અજ્ઞાન છે ને રહેવાની. તમે તો તમારું જીવન સરસ કર્યું—ભલે દુનીઆ ગમે તે કહે."

મૃણાલ ભાન ભુલી ગઇ–તલપનું, નગરજનોનું, લોકલાજનું. ભિક્ષા આપવાનું પાત્ર હાથમાંથી ફેંકી દીધું ને તે દોડી મુંજના બેડીવાળા પગે વળગી પડી.

"ક્ષમા કરો મહારાજ ! પૃથિવી–વલ્લભ ! મેં તમને જીવતા માર્યા" કહી મૃણાલે મુંજના પગની રજ માથા પર મુકી.

"તમે? મારું મૃત્યુ તો હું જન્મ્યો ત્યારનું નક્કી થયું હતું. તેમાં તમે શું કરી શકો? ઉઠો."

આ જોઇ તૈલપ ઓટલા પરથી કુદ્યો ને મૃણાલનો હાથ પકડી તેને છુટી પાડી. લોકોની ને સૈનિકોની આંખમાંથી આંસુ પડયાં.

"તૈલંપ! મારા પરનું વેર એ બાપડી પર કાઢ્યે શો ફાયદો?"

"ચુપ રહે. ચંડાલ!"

"શા માટે હું રહું?" હસીને મુંજે કહ્યું. "ચુપ રહેવાનો વખત તો તારે છે. આ પલે તારો દિગ્વિજય પુરો થયો."

ગુસ્સામાં શું કહેવું તે ન સુઝતાં તૈલપ મુગો રહ્યો. મુંજે પોતાનું તેજસ્વી મુખ ચારે તરફ ફેરવ્યું, હસ્યો ને બધા સાંભળે એમ કહ્યું:

"મૂર્ખ! કેં નજરે સુઝે છે? અવંતિના સિંહાસન પર સિંહ સમો મારો ભોજ ગર્જે છે અને સ્થૂનદેશમાં ભીલ્લમ મારું વેર વાળવા તલસે છે. તારી બ્હેન ને તારી પ્રજા તારી નથી રહી—મારી બની છે. વિજય કોનો મારો કે તારો?"

"હમણાં મારો હાથી તારો વિજય દેખાડશે" કહી તૈલપ મૃણાલ-ને ઓટલા પર બેસાડી ને આગળ આવ્યો.

મુંજ ખડખડાટ હસ્યો:

"એમાં મારો વિજય કે તારો? તું મને નમાવા માંગતો હતો ને હું વગરનમે જીવન પુરું કરીશ. તું નીતિનો આડંબર ધારતો હતો ને અત્યારે તેને છોડી રાજહત્યાનું પાપ વહોરે છે. વિજેતા કોણ હું કે તું?"

મુંજનો અવાજ તિરસ્કારભર્યો તે મેદનીમાં ગાજી રહ્યો.

તૈલપે અકળામણમાં હોઠ કરડયા. તેની આંખમાંથી વિષભર્યાં કિરણો ફુટયાં.

"સૈનિકો! પકડો એને."

-"શા માટે ? હું જ મારી મેળે ચાલ્યો" કહી ગજેંદ્રસમાં, ગૌરવભર્યાં ડગ ભરતો તે ગજરાજ તરફ ચાલ્યો.

બધા જોઇ રહ્યા–આંખો ફાડીને. બધાનો શ્વાસ રુંધાઇ રહ્યો. મુંજ શાંતિથી આગળ ચાલતો–પાછળ તૈલપ ને થોડા સૈનિકો આવતા.

પેલા હાથી આગળ આવી મુંજ ઉભો રહ્યો ને તૈલપના હુકમથી સૈનિકોએ તેની બેડી કાઢી નાંખી.

બેડીઓ છુટી કે મુંજ ટટાર થઇ ઉભો રહ્યો. તેણે પોતાના કપાળ પર પડતા વાળ ઉંચા કર્યા અને વિશાલ ભાલથી ઓપતું મુખ લોકો તરફ ને મૃણાલ તરફ ફેરવ્યું. તેની આંખમાં નીડરતા હતી, પૃથિવીની વલ્લભતાસૂચક તેજ હતું. તેના હોઠ પર મીઠું, ગૌરવભર્યું હાસ્ય હતું.

લોકોને કમકમાં આવ્યાં. કેટલાંક સ્રીપુરુષો રડવા લાગ્યાં. મૃણાલ ગાંડાની માફક જોઇ રહી. સૈનિકો હોઠ પર હોઠ બીડી કર્તવ્યપરાયણ થઇ રહ્યા.

"તૈલપ !" નીરાંતે મુંજે કહ્યું "જો, મારું મૃત્યુ આખરે તો પૃથિવી-વલ્લભને શોભે એવુંજ રચાયું."

તૈલપ નિશ્ચલ હોઠે ક્રૂરતાભર્યો ઉભો હતો. તેના હ્રદયમાં નિરાશા પ્રસરતી હતી. તેને લાગતું હતું કે મરતાંમરતાં પણ મુંજ પોતાનો વિજયધ્વજ ફરકાવતો હતો. મુંજ જરા ખિન્ન થાય, તેની વલ્લભતા જરા અદ્દષ્ટ પામે તેની વાટ તે જોઇ રહ્યો હતો.

"ચાલ ! નહીં તો સૈનિકોને બોલાવું."

મુંજે એક તિરસ્કારભરી નજર તૈલપ પર નાંખી ને હાથીની સુંઢ પાસે બે ડગલાં તે આગળ ગયો.

ત્યાં જઇ તે ખંચાઇને ઉભો.

તૈલપને જોઇતી તક મળી–"કેમ ગભરાયો ?"

"પૃથિવીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતલ જાય. ગાંડા! એ તો માત્ર એક વિચાર આવ્યો."

"શો ?"

"એટલેજ—" ગર્વથી મુંજે માથું ઉંચુ કર્યું. તેની આંખો જરા સ્નેહભીની થઇ "કે બીચારી સરસ્વતીનું શું થશે!"

"એટલે?"

लक्ष्मीर्यास्यति गोविंदे विरश्रीर्वीरवेश्मनि।
गते मुंजे यशःपुंजे निरालम्बा सरस्वती॥ १॥*

એટલું કહી અનિવાર્ય તિરસ્કારથી તૈલપ તરફ પુંઠ કરી તે હાથી તરફ ફર્યો.

"ગજરાજ! રાજાઓમાં ગજ એવો પૃથિવીવલ્લભ તારી પાસે આવ્યો છે."

થોડી વાર વિચાર કરતાં, રમતો હોય તેમ હાથી સુંઢ હલાવી રહ્યો અને મુંજે તેને પંપાળ્યા કર્યો. આખરે શાંતિથી તેની સુંઢને તે વળગ્યો ને ઉપરથી મહાવતે અંકુશ માર્યું. હાથીએ સુંઢ વીંટી મુંજને ઉંચકી લીધો.

હાથીએ સુંઢનું ગુંચળું ઉંચું કર્યું-નીચું કર્યું; અનેક વાર તેની વચ્ચે હસતો, પ્રભાવભરી આંખો વડે ગર્વ દર્શાવતો પૃથિવીવલ્લભ કાલીનાગ નાથતા શ્રીકૃષ્ણ સમો લોકોની નિશ્ચલ ને સજલ આંખો અગાડી રમી રહ્યો. ગજેન્દ્રે ઘોષ કર્યો ને સુંઢને એક ઝોક વધારે આપ્યો. પૃથિવીવલ્લભનો વિજયઘોષ ગાજી રહ્યો:

'જય મહાકાલ!"

* * * *

લોકોમાં હાહાકાર થયો—મૃણાલવતીની કારમી ચીસ ગગનને ભેદી રહી. મુંજ હાથીના પગ તળે અદૃષ્ટ થઇ ગયો હતો. હાથીએ પગ મુકયો—ભાર દીધો—કચરાવાનો અવાજ થયો ને તેણે પગ ઉંચકી લીધો.

જમીન પર પૃથિવીવલ્લભનું શબ છુંદાઇને રોટલો બની પડયું હતું.

## સમાપ્ત.

---

* લક્ષ્મી તો ગોવિંદને ત્યાં જશે, કીર્તિ વીરોને ત્યાં જશે, પણ યશના પુંજરૂપ મુંજરાજ મરતાં બીચારી સરસ્વતી નિરાધાર થઈ રહેશે.


Dr. K. M. Munshi
(30-12-1887 to 8-2-1971)

**Kanaiyalal Maneklal Munshi's** versatility and achievements were in a way unique. He was an eminent lawyer, one of the framers of India's Constitution and a seasoned statesman. Coming under the inspiring influence of Sri Aurobindo during his student days, Munshi had been an ardent fighter for India's freedom, working at different stages in close association with Jinnah, Tilak, Besant, Mahatma Gandhi, Sardar Patel, Rajagopalachari and Pandit Nehru. His achievements as Home Minister of Bombay in 1937, as India's Agent-General in Hyderabad before the Police Action, as India's Food Minister and as Governor of Uttar Pradesh had been characterised by rare courage and decisive energy.

Acknowledged as the foremost writer in modern Gujarati literature, he has to his credit a vast and varied literature including novels, dramas, memoirs and history in Gujarati, as also several historical and other works in English, notably *Gujarat and Its Literature, Imperial Gurjaras, Creative Art of Life, To Badrinath, The End of an Era, Krishnavatara, Bhagavad Gita and Modern Life, Saga of Indian Sculpture, Bhagawan Parashurama, Tapasvini, Prithvi Vallabh, The Master of Gujarat, Jaya Somanath, Pilgrimage to Freedom Vols. I-II and Foundations of Indian Culture.*


ISBN 978-81-7276-503-3
9 788172 765033